૨૧૦

# દસતુરૂલ અમલનો વધારો.

એટલે

જુદા જુદા કેસેસના ફાઇનલ જજમેન્ટસ.

સઇયેદના મોહમદ બુરહાનુદદીન સાહેબ

તબ્બલ્લાહો ઉમરહુના હુકમથી

અને

સઇયદી અબદે અલીભાઇ મોહ્યુદદીન સાહેબ

સલ્લમહુલ્લાહો તઆલાની રાએથી

અને

એજ કામ વાસ્તે ખાસ નેમાએલી કમીશન

એટલે પંચના અભીપ્રાઇ પ્રમાણે

શેઠ આદમજી પીરભાઇ રફીઉદદીન સાહેબ

સલ્લમહુલ્લાહો તઆલાએ

કુલ કાઠીઆવાડ જીલ્લાના મોમીનીનની શાદીઓ

બાબત જે વાંધાઓ પરેલા હતા તેને ગામ ખોરાજીમાં

સફાઇ કરીને ફેશલાઓ આપા તેની વીગત.

તા. ૮ મી જીલકાદ શન ૧૩૧૬ હીજરી

તા. ૧૯ મી માર્ચ શન ૧૮૯૯ ઇસવી.

મુંબઇ

ધી "મુશતફાઇ" પ્રીંટીંગ પ્રેસ.

શા. શેખ અલીભાઇ નુરભાઇ મુંબઇવાલા.

૭૦૩૪

# દસતુરૂલ અમલનો વધારો

એટલે

## જુદા જુદા કેસેસના ફાઈનલ જજમેન્ટસ

### કેશ નંબર ૧ લો.

વોરાની જુમાતના અાગેવાનો જોગ લી. ઈશુફઅલી કરીમભાઈ તે મુંબઈના તથા વોરા અમરભાઈ અબદાભાઈ રેવાશી ધોરાજીના જત અમરભાઈની દીકરી વજીરબાઈના શગપણ તએબઅલી શાથે વરસ ૧૨ થયા થઇ છે. તે બાઇની ઉમર વરશ ૧૯ થી ૨૦ થઇ છે. તે શગપણ પણ અમરભાઇ તોડવા માગે છે. જેથી દાગીના બાબત તથા શગપણ કાયમ રાખવું, અગર તોડવું, અથવા નુકશાની આપવી, તે બાબતમાં નાત જે ઠેરાવ કરે તે અમારે કબુલ મંજુર છે.

શહી કોઇને ફરવું નથી નાતનો ઠેરાવ છેવટનો છે. તારીખ ૧૧-૩-૯૯ ધોરાજી.

સહી ૧ વોરા અમરભાઇ અબદાભાઇની શહી
દા. ખાનભાઇ અલીબાઈના ધણીના કેવાથી
૧ વોરા ઈશુફઅલી કરીમભાઈની શહી

ઠેરાવ

બને પક્ષકારોની વાંતચીત શાંભલી દાગીના તથા ખરચના આંકડા જેમાં અને નીચે મુજબ ઠેરાવ કરવાંમા આવે છે.

૧ અમરભાઇ શગપણ તોડવાનું માગે છે તે શગપણ તોડવું વાજબી નથી. તેમજ શગપણ તોડવાનું કાંઇ પણ કારણ નથી તેથી શગપણ કાયમ રાખવું જોઇએ પરંતુ બાઇ લાયક ઉમ્મરની છે તો

પણ તેના બાપ નીકાહ કરાવી આપે તો નીકાહ થઇ શકે છે પણ બંનો વચ્ચે કલેશથી એ કામ થાય તો તેનું પરીણામ શારૂં આવ્વું મુશ્કેલ છે. તેથી શદરહુ વજીરબાઇના નીકાહ તએબઅલી સાથે દીવસ ૨ બે માં કરી આપે અને જો તેમ ન કરે તો દાગીના વિગેરે શગપણ તોડવા બદલ અમરભાઇ, ઇશુફઅલીને દિવશ ૨ બેની અંદર રૂપિઆ ૧૫૦૦) અંકે પંદરશો તથા રૂપિઆ ૧૨૫) અંકે શવાશો સરકારને આપે. તથા રૂપિઆ ૧૨૫) અંકે શવાશો જુમાતને આપે. મલી કુલ રૂપિઆ ૧૭૫૦) અંકે સાડાસતરશો સદરહુ મુદતની અંદર આપે. તેમાં કશુર કરે તેનો સલામ બંધ અને નાત બહાર અને તેની સલામ બંધ બાબત અમરભાઇની સાથે કોઇ નાતીલો જાએ અગર તેનાથી મલે તો તે પણ નાત બહાર અને સલામ બંધ અને તે શિવાય તેનો દંડ નાતની નજરમાં આવે તે કરવો એજ તારીખ ૧૧ માહે મારચ શને ૧૮૯૯ શાં. ૧૯૫૫ માહાવદ અમાવશ શનીવાર.

શહી ૧ شیخ حسن علی ابن ملا عبد العلی

૧ عبدالکریم ملا اسمعیل جی

૧ વોરા અલીભાઈ અમરભાઈ લાકડાવાલાની શહી દા૦ પોતાના.

૧ દોશાજી મુલા આદમજી ધરોડવાલાની શહી દા૦ પોતાના.

૧ મું. નુરાભાઈ અદમજી ધોલાવાલાની શહી દા. પોતાની.

૧ લુકમાનજી ઇશાજી નગરવાલાની શહી.

૧ મું. કાદરભાઈ કરીમજીની શહી દા૦ પોતાના

૧ મું. આદમજી નુરભાઈની શહી દા૦ પોતાંના

૧ અલીભાઈ જીવાજી શહી દા૦ પોતાના.

૧ અભરામજી જાફરજી શહી દા૦ પોતાના.

૧ લતીબજી લુકમાનજીની શહી દા૦ અલીભાઈ.

## શેરો.

ઉપરના ઠેરાવ મુજબ ફાગણ શુદ ૧ તારીખ ૧ લી જીલકાદ શને ૧૩૧૬ હીજરી નારોજ અમરભાઈ અબદાભાઇએ તેની દીકરી વજીરબાઈના નીકા તએબઆલી વેરે પડી આપા તે નીચે વીગતે.

૧૦૦ રૂ૦ એકશો બાઇનો મેહેરના આપે તે રોકડા આપે.

૨૦૦ દાગીના જે મુંબઈમાં ગીરવે છે તે છોડાવી લઇ બાઇને પેરવા આપે અને બાઇને મારકુટ અગર દુઃખ આપે નહી અને આપે તો દરમાશ રૂ. ૧૦) ખોરાકી પોશાકી બદલ આપે. તેનું શેઠ આદમજી પીરભાઇ જોગનું દસ્તાવેજ કરાવી લીધું છે. તેની નકલ આપી છે. તારીખ ૨ જી જીલકાદ ૧૩૧૬ હીજરી.

વોરા અમરભાઈ અબદાભાઈની શહી ધણીના કેવાથી દા. ઇભરામજી અમદભાઈ તા૦ ૯ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

ઉપરના હરાવ મુજબ મુંબઈથી દાગીના મંગાવ્યાને તે બાઇને પેરવા અમરભાઇ અબદાભાઇને શોપવામાં આવ્યા તેની નોંધ.

૧ હેમનીમાલા નંગ એક ૧ હેમની જુડો ઝરમલ.
૧ હેમના પાદડા નંગ ૨) ૧ હેમની કંટેશરી નંગ એક
૧ હેમના વેઢલા ૨) ૧ હેમની નાકનીવાલી ૧)
૧ હેમની તાતની શાંકલી એક ૧ રૂપાના કડલાં જોડ ૧) નંગ ૨
૧ રૂપાની બંગડી ૬)

ઉપર મુજબ બાબ ૯ માં દાગીના નંગ ૧૬ અકે શોલ પોંચા બદલ તેની શઈ લીધી તા શદર અમારા રૂબરૂ સોપા છે.

વોરા અમરભાઇ અબદાભાઈની શહી.
દાં. કરીમભાઇ પીરભાઈ અમરભાઈના કેવાથ
કરી આપા છે.

## કેશ નંબર ૨ જો.

વોરાની જુમાતના આગેવાન જોગ લખતંગ બોદલ અબુખાનજી તથા તઈબજી અબુખાનજી રેવાશી શ્રી જોધપુરના અમો બેઊ ભાઈના વચમાં પોતાના દીકરા દીકરીનું શગપણ શામશામું થયેલું હતું. તેમાં અમારે બેઊ જણમાં શગપણ બાબદમાં તકરાર થતાં અમો બેઉજણ લખી આપીએ છે કે તમો અમોને જે ફેશલો આપશો તે અમારે બેઊજણાને કબુલ મંજુર છે શન ૧૯૫૫ મહાવદ ૧૪ તા. ૨૯ શવાલ શને ૧૩૧૬ હીજરી.

૧ તઈબજી અબુખાંનજીની શહી દાં૦ કરીમજી જાફરજી ધણીના કેવાથી.

૨ વોરા બોદલ અબુખાંનની શહી દા૦ અલીભાઈ નબદનના કેવાથી કરી છે.

તપાશ કરતા તે બનેનું સામ સામું શગપણ વરશ ૧૪ થયાં થયું છે. અને બેઊ કન્યાની ઊમર વરશ ૧૮ તથા ૧૯ નીછે જેથી તુરતમા નીકાશાએ અને તકરાર ટુંકીથાએ તે વારશના ઊમર અરશ પરશની હકીકત શાંભલી અમો પંચે ઠેરાવ કરયો છે.

## ઠેરાવ નીચે મુજબ.

શદરહું આશામીની પોતપોતાની દીકરા દીકરીનું શગપણ થયેલું હતું તે તે છુટો કરવામાં આવે છે અને પોતપોતાની મરજી પ્રમાણે શગપણ કરવામાં છુટ આપવામાં આવે છે બોદલ અબુખાનનો દાવો રૂા. ૫૦ નો હતો તેતો રૂાં. ૨૫ અંકે પચીશ વોરા મામુજી જીવાજી પાશેથી

રોકડા અપાવા છે શ૦ ૧૯૫૫ માહાવદ ૧૪ તા૦ ૨૯ મી શવાલ ૧૩૧૬ હીજરી.

૧ મું. કાદરભાઇ કરીમજીની શહી દા. પોતે.

૧ મું. આદમજી નુરભાઇ શહી દા. પોતે. કારાવાડ વાલા.

૧ દોશાજી મું. આદમજી શહી દા. દોશાજી.શ્રી ધરોડવાલા.

૧ લુકમાનજી ઇશાજી શહી દા.

١ شيخ حسن علی ملا عبد العلی

١ عبد الكريم ملا اسمعيل جی

૧ અલીભાઇ જીવાજી શહી દા. પોતે.

૧ ઇભરામજી જાફરજી શહી દા. પોતે.

૧ અલીભાઇ અમરભાઇ શહી દા. પોતે.

કાગલ નંગ ૨) વાદી પ્રતિવાદીને આપ્યા છે.



## કેશ નંબર ૩ જો,

વોરાની નાતના આગેવાન જોગ લી. વોરા મુશાજી શેખભાઈ રેવાશી ઘોરાજીના જત કરીમભાઈ અલીભાઈ રેવાશી ઘોરાજીના ની દીકરીનું શગપણ મુશાજીના દીકરા અલાદીન વેરે કરેલું છે તેના વીવા બાબતમા જે ઠેરાવ કર્યો તે અમારે બંનોને કબુલ મંજુર શાહી છે તે તે છેવટનો છે

તા૦ ૧૧-૩-૯૯.

૧ ઉપરમા અમો અરજદાર મુશાજી શેખભાઈ તથા શામીવાલા
૧ કરીમભાઈ અલીભાઇ રેવાશી ઘોરાજીવાલા બને જણાની.

મારા શગપણનો ઠેરાવ આપ રાહા રીતના રૂપીઆ લેવા અગર ન લેવા બાંબતને કાંઈ ઠેરાવ કરશો તે પ્રમાણે કબુલ છે તેમાં એક શબ્દ પણ ઊજર કર્યા વગર તમો કેશો તે વખતે નીકા કરી આપવા છે તારીખ ૧૧-૩-૯૯.

૧ મુશાજી શેખભાઇ શહી દા૦ અલીભાઇ જીવાજી તે મુશાજીના કેવાથી.

૧ કરીમભાઇ અલીભાઈ શહી ધણીના કેવાથી દા૦ ઈભરાંમજી આદમજી.

## ઠેરાવ.

બનેની વાતચીત શાંભલી નીચે મુજબ ઠેરાવ કરવામાં આવે છે ૧ કરીમભાઇ અલીભાઈની દીકરી કુવરબાઈનુ શગપણ મુશાજીના દીકરા અલાદીન વેરે કરયુ છે તે શગપણ તોડવા કાંઈ કારણનથી તેથી કાયમ ાખવામાં આવે છે.

૨ શદરહુ કુવરબાઇના નીકા અલાદીન સાથે જલદી કરી દેવા ઠરાવીએ છીએ.

૩ નાતનો ધારો તા૦ ૨ જીલકદ ૧૩૧૬ હીજરીથી પશાર થયો છે તેથી આ કેશને લાગુ પડે છે. જેથી તે અનુશરી તમામ લેવ દેવનો વેહેવાર શદરહુ કાયદા પ્રમાણે ઠરાવીએ છીએ માટે તે વીરૂધ લે અગર દે નહી.

૪ કરીમભાઇને હાલ નીકા કરી દેવાનુ કેતા તેનું કેવું કે મારી પાશે એક પાઇ પણ નથી એ વાત તપાશ કરતાં શાબીત છે. પરંતુ પશાર થયેલા કાયદા પ્રમાણે મુશાજી પાશેથી કાઇ બાબત કરીમભાઈ લઈ શકે નહી. તેથી શદરહુ ધારા મુજબ રૂા. ૪૦ મેહેરના તથા રૂા. ૧૪ શહા રીતના મલી રૂા. ૫૪) મુશાજી આપે.

૫ જુમાત તથા શરકારના કાયદા પ્રમાણે હક રૂા. ૫) પાંચ માફ કરયા છે અને રૂાં૦ ૧) નીકા પડનાર આમીલના શલામનો મુશાજી આપે ઊપરના રૂાં૦ ૧૦) માફ કરયા છે. તે એવી શરતે કે.

કરીમભાઈ અલીભાઇએ જે દાગીના ગીરવી મુકા છે તેમાં વધારો વેચાણ કરતા થશે તો જેટલો વધારો થશે તે જમાત શરકારના હકમાં આપવો છે અને ઘટે તો મુશાજી આપી ઘરેણા બાબતનુ કરીમભાઇ અલીભાઇનુ કરજ મુશાજી અદા કરે ઊપર મુજબ ઠેરાવ કરીએ છીએ શ૦ ૧૯૫૫ ફાગણ શુદ ૮ તા૦ ૮ જીલકાદ ૧૩૧૬ હીજરી.

મું. અલાદીન થાવરની શાખ. દાં. પોતાના. شیخ حسن علي ابن ملا عبدالعلي

علي ابن نوربهائی بمبئی والا

તાજેકલમ—ઊપર મુજબ ઠેરાવં પ્રમાણે નીકા પડી આપવાનુ કબુલ કરયુ. જેથી શેઠ નીચે પ્રમાણે મેરબાનીથી બક્ષીશ આપે છે.

૧ મુશાજીને તે કન્યામાટે કપડાં જોડ ૧) શાદલો ૧) ઘાઘરો ૧) તથા કાપડાં ૨) રેશમી ઓઢણી ૧) એ પ્રમાણે રૂાં૰ ૧૫) શુધીનુ. શેઠ તરફથી મલશે.

૨ કન્યાનો બાપ કરીમભાઈ અલીભાઈ ઘણો ગરીબ છે તેથી રૂા. ૫૦) પચાશ ઇનામના શેઠ આદમજી પીરભાઈ તરફથી મલશે.

૩ અને બને પક્ષકારનું જમણ શેઠ આદમજી પીરભાઇ પોતાના ખરચે કરાવી નીકા પડાવી આપા છે.

ઉપરનો ફેશલો થયો છે. તેની નોંટ તરીકે નોધ કરી છે. તે ફેશલા શાથે કશો શમંધ આનાજી કલમને નથી શંવત ૧૯૫૫ ના ફાગણ શુદ ૭ વાર.

شیخ حسن علی ابن ملا عبدالعلی

علی ابن نوربہائی ممبائی والا

ઉપરના ઠેરાવ મુજબ અમલ થયો તા૰ ૮ જીલકાદ ૧૩૧૬ હીજરી.



## કેશ નંબર ૪ થો.

| | |
|---|---|
| વોરાની નાતના આગેવાનો જોગ લી૦ | |
| ૧ હકીમજી દાઉદજી રે. અમરેલીના. | ૧ અરજદાર. |
| ૨ જીવાજી રેમાનજી રે. અમરેલીના. | ૨ શામીવાલા. |

### તકરાર.

અમારે શગપણુ બાબતની અરજદારની દીકરીનું શગપણુ શામીવાલા જીવાજી રેમાનજીના દીકરા વેરે વરશ ૫ થયા કરયું છે પણ ઘરેણા લુગડાં ૫ વરશથી ચડાવતો નથી તો તે બાબત ઈનશાફ જે પંચ કરશે તે અમારે કબુલ મંજુર છે તેબદલ અમોએ આખીર શહી કરી છે.

૧ વોરા જીવાજી રેમાનજીની શહી દા૦ વોરા મોંમન કાદીભાઈ ધણીના કેવાથી.

૧ વોરા હકીમજી દાઊજી શહી દા૦ પોતાના ધણીના કેવાથ દાં૦ વોરા સુશાજી અલીજી.

### ઠેરાવ.

અરજદાર હકીમજી દાઊદજીને, શામીવાલા જીવાજી રૂ૦ ૧૭૫) કરારની રૂએ આપવા લાએકી છે તે આપે તે એવી રીતે કે બંનેના દીકરી દીકરા ગેરબાલીક છે શબબ બેવેજણાં હાલ નીકા કરી આપે એટલે રૂ૦ રોકડા આપે અગર અરજદારનુ મન કબુલ કરાવે અને શાદી કરવી હોયતો બંને પછી કરે.

ઘરેણા અરજદારની દીકરી માટે શામેવાલા જીવાજી રેમાનજી નીચે વીગતે કરે.

ઘરેણા રૂ. ૧૧૦) સુધીની કીમતનો કરે તેની વીગત

| | |
|---|---|
| ૧૫) કંઠેશરી ૧) | ૭૫) પગની તોડાકડલીજોડ ૨) |
| ૫) નાકનીવાલી | ૧૫) કાનમા ડુરવાલી કે. |

ઉપર વીઅતે ઘરેણા જીવાજી રેમાનજી કરે તે અરજદાર બીગાડી કે ગેરવેલે કરી શકે નહીં અને ઘરેણુ નીકાપડે તેજવખતે ચડાવી આપે અને આહીં નીકાથાયતો અમરેલીની જુમાત સરકારનું તથા ઘરેણું વિગેરે તમામ શામીવાલા તરફથી મામુંજી કાદીભાઇએ કબુલ કરયુ તે બદલ આ નીચે મામુંજી કાદીભાઈની પણ સહી લેવી અને આ ઠેરાવનો અમલ થવામાં રૂા. દેવામાં તથા ઘરેણા કરવામાં કસુર થશે તો મામુંજી કાદીભાઇ તરફ તાકીદ થશે તા૦ ૩ જી જીલકાદ ૧૩૧૬ હીઝરી.

તાજે કલમ———આહીં નીકા થાયતો ઘરેણુ આહીંથી જઈ દીવસ ૮ આઠ મા કરે તે ઉપરાંત એક દીવસ પણ કરે નહીં તા. શદર.

૧ વોરા હકીમજી દાઉદજી શહી દા. મુલા અબદલઅલી રજબ ભાઇ જશદનવાલા.

૧ ભાઇ જીવાજી રેમાનજીની શહી દા. મુલા શમસુદીન કરીમ ભાઈ ધણીના કેવાથી શઇ કરી આપીછે.

૧ વોરા મામુજી કાદીભાઇ શહી દા. પોતે.

શદરહું હકીમજી દાઊદજી ઘરેણા ખાઇ નજાય તેને માટે લીધેલા જામીનનુ દસતાવેજ.

વોરાઓની જુંમાતના આગેવાન પંચ જોગ લી૦ અમરેલીના રઈશ અલીભાઇ નુરભાઇ લખી આપી બંધાઊંછુ કે હકીમજી દાઉદજીની દીકરી અમીનાનુ શગપણુ જીવાજી રેમાનજીના દીકરા મામદ વેરે કરયુ છે તે બાબત પંચે જે ઠરાવ કરી બાઇને ઘરેણુ કરવા ઠેરાવ કરયો છે તે ઠેરાવ મુજબ ઘરેણુ કરે તે ઘરેણુ હકીમજી દાઊદજી ખાઇ જાઅતો તેનો હું જામીન થઇ બધાઊંછુ. કે રેમાનજી દાઊદજી જેટલુ ઘરેણું ઓછું કરે તે હું પુરૂં કરી આપીશ તેમાં

કશુર કરીશ નહીં અને કરૂં તો જુમાતના આગેવાન પંચ અગર શરકાર આલીને ફરમાન કરશે તે મુજબ હું હાજર રહીશ આ દસ્તાવેજ મારી રાજી ખુશીથી લખી આપું છું શ૦ ૧૯૫૫ ના ફાગણ શુદ ૫ તા. ૪ જીલકાદ શને ૧૩૧૬ હીજરી દા. વોસ કરીમજી સજભાઇ રાણુ પુરવાલા તે અલીભાઇ નુરભાઇના કેવાથી.

તાજે કલમ—ઊપરના દાગીના હકીમજી દાઊદજી ખાઇ જાઅતો મારે મારા ધરધરાઊ જીવાજી રેમાનજીને આપવા છે રાજીખુશીથી આપવા છે તા. શદર.

૧ વોસ અલીભાઇ નુરભાઇની શઇ દા. વોરા અબદલ રશુલ ધણીના કેવાથી ઊપર મુજબ ઠેરાવ તથા જામીન વગેરે મુકરા થઇ તેમા નીકા અહી ધોરાજી મુકામે થયા છે તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી.



# કેશ નંબર ૫ મો.

## જુબાની.

મારૂં નામ રેમતબાઇ બીનતે લુકમાનજી નાતના પુછવાથી લખાવુંછુ કે મારો ભાઈ માંમદઅલી આખર વખતમાં વશીઅત કરી ગયો છે તે વખતે હું તથા બાઇ માણેકબાઇ તથા મારી ભોજાઇ કુંવરબાઇ તથા મારોભાઇ હકીમ હાજર હતા અને મારોભાઇ બોદલ શ્રી ભાવનગર ગયો હતો તે વખતે મારોભાઇ માંમદઅલીએ વશીઅત કરીને મારી દીકરી ૩) ત્રણ છે તેના નીકા તમે પઢી આપજો તે બાઇની જુબાની લેવાં વખતે શાહેદ મીઆં શાહેબ હશનઅલી મુલા અબદુલઅલી તથા મુલા કાદરભાઇ કરીમજી જોડીઆવાલા તથા અલીભાઇ જીવાજી ધોરાજીવાલા તથા ડોશાજી મુલા આદમજી ધરોડવાલા હાજર હતા તારીખ ૧૧-૩-૯૯



## કેશ નંબર ૬ ઠો,

મારૂં નામ જેનમ બાઇ બીનતે મુલા નુરભાઇ નાતના પુછવાથી લખાવુ છું કે મે મેંદરણના રઇશ ઇશબજી જીણાભાઇનો મે મારી દીકરી બાઈ જીબીનુ વેશવાલ કરેલું છે ને મેં પોરબંદરમાં વોરા ભાઇજીના દીકરા વેરે કર્યું નથી તેમજ તેના દાગીના મારીપાશે નથી તેમજ મારે તેનીશાથે લેવડ દેવડ નથી તા૦ ૧૧-૩-૯૯.

૧ બાઇ જેનમ બાઇ શહી દા. બોદલ ગનીભાઇ શ્રી ધણીના કેવાથી

## જમાતનો ઠેરાવ.

બાઇ જેનમ બાઇની હકીકત ઊપરથી મેંદરણના વોરા ઇશબજી જીણાભાઇને બાઇને ત્યાં શગપણ બાઇ જીવીનું થયાનું બીન તકરાર છે પોરબંદરવાલા વોરા ભાઇજીના દીકરા વેરે શગપણ થયું નથી તેમજ તે હાજર પણ થયેલો નથી તેથી એ બાઇજીવી ઊપર કોઈપિણ પ્રકારનો હક્ક શમંધ નથી અને આ ઠેરાવ રદ કરવામાં આવે છે માટે બાઇ જીવીના નીકા મેંદરણના રઇશ વોરા ઈશબજી જીણાભાઇની શાથે બાઈ જીનમબાઇ તુરત કરી આપે તા૦ ૧૧-૩-૯૯.

૧ અલીભાઇ જીવાજી શઇ દા. પોતે.
૧ ઇભરામજી જાફરજી શઇ દા. પોતે.
૧ મું. હકીમજી પીરભાઇ શઇ દા. પોતે.
મું. ખાનભાઇના હુકમથી શઇ પોતે.
૧ મું. આદમજી નુરભાઈ કારાવડવાલા દા. પોતે
૧ લુકમાનજી ઇશાજી નગરવાલા શઇ દા. પોતે.
મું. કાદરભાઇ કરીમજીની શઇ દા. પોતે જામગનરવાળા
١ شیخ حسن علی ملا عبدالعلی
١ عبد الکریم ملا اسمعیل جی

ઊપર મુજબ ઠેરાવ થતાં તેના નીકા આહીં તા૦

પોરબંદરથી કરીમજી મુશાજીએ કાગલ મોકલા તે કેશનંબર ૬ ના શમંધનો છે.

## કાગલની નકલ.

ધોરાજી મધે નેકનામ નેકીના કરનાર સદા મેહુરબાન શેઠ આદમજી પીરભાઇ ઊમરને ખુદા દરાજ કરે શ્રી પોરબંદરથી લાં. વોરા કરીમભાઇ મુશાજીના શલામ વાંચજો જત અતરે ખેર આફીયત છે આપની ખેર આફીઅતના કાગલ હમેશા લખતા રેજો બીજું આજરોજ ભાઇશાહેબ અબદેએલી શાહેબનો કાગલ ૧ અમારી ઊપર આવો છે તેમાં ભાઇજી ભાઇની દીકરીનો ફેશલ કરવાનો અમને તેડાવેલા છે તે ભાઇજી ભાઇની દીકરીને ભાઇજી ભાઇની વહુને તલાક દેવા વખતે તેને શોપી દીધેલા છે તે ઊપર અમારો કોઈ હક નથી એ બાઇનોજ હક છે અને અમે એ બાઇનુ શગપણુ પણ અમે કરેલા નથી એ બાઈ પોતે આવી પોરબંદરમાં શગપણુ કરી ગયેલા છે પાછું તે બાઇએ શગપણુ મેંદરણે કરૂં છે તે બાઇને તમે પુછેથી વાકેફ થશો પોરબંદર તથા મેંદરનના જે શરકારના ધ્યાનમાં આવે ને તેને દુવા પડી આપે તેમા અમારો કોઇવાતે અટકાવ નથી હાલએજ અરજને શલામ છે શ. ૧૯૫૫ ના તા૦ ૮ મી ને વાર શુકરે શવાલમા શ૦ દા. ભાઇજી ભાઇ વોરા કરીમભાઇના શલાંમ વાંચજો.



# કેશ નંબર ૭ મો.

## જુબાની.

મારૂં નામ કાશમજી પીરભાઇ રેવાશી જુનાગઢવાલા નાતના પુછવાથી લખાવું છું કે મેં મારા દીકરા અબદુલઅલી કાશમજી ની વઊ બાઇ જીવી બીનતે મામદઅલીને ઘરેણાના દાગીના નીચે મુજબ ચડાવા છે.

તોડા જોડ ૧ રૂાં. ૧૦૦) ની કીમતના કદલી જોડ ૧ પૌલી કીમત રૂા. ૨૦) કંઠેશરી ૧) કીમત રૂા. ૧૨) શોનાની જરમળ ૧ કી૦ રૂા. ૧૨૫) ની આશરો પગના કરડા રૂપાના નંગ ૮) કી૦ આશરે રૂા. ૫) ની હાથની રૂપાની બંગડી જોડ ૪) તેની કીમત આશરોં રૂા. ૧૫) શોનાને નાકનો કાંટો ૧) કી૦ રૂા. ૨) આશરો.

ઊપર પ્રમાણે દાગીના પેહરા હતા ને વોરા બોદલ લુકમાનજી એ કચુ કે મારા ભાઈની વરશી ઊપર મારી ભત્રીજીને મોકલો એટલેમે ઊપર પ્રમાણે દાગીના શહીત પેરેલા હતા તને મોકલી.

૧ વોરા કાશમજી પીરભાઇ શઈ દા. વોરા અબદલા કાશમ.

## જુબાની.

મારૂં નામ બોદલ લુકમાનજી નાતના પુછવાથી લખાવું છું કે ઝરમર શીવાયના દાગીના મારી બત્રીજીએ પેંહેર્યા હતાં. ને તેનો ઘણી મુકવા આવ્યો હતો તે બાઇના બદન ઉપર ઝરમર શીવાયના બધા દાગીના હતા બાઇ અમારે ત્યાં ત્રણ વરશ રહીને કરાંચી માશ ૨ ત્યાં ગઈ છે. તા. ૧૧-૩-૯૯.

૧ તોડા શામીવાલા જે નકોર લખાવે છે તે પોલા હતા.

૧ બોદલ લુકમાનજીની શહી દા. અબદલ ખાનભાઇ વનથરીવાલા.

## જમાતના ઠેરાવ.

બનો પક્ષકારીની વાત ચીત શાંભલી બાઇ જીવીના નીકાહ તેમના

ધણી વોરા અબદુલઅલી કરીમજી સાથે થયાનું સાબીત છે તથા નીકાહ થાય છે તે બાઇ તેમને ઘેર રયાનું સાબીત છે શદરહું બાઈ જીવીને તેના કાકા બોદલ લુકમાનજી એ પોતાના ઘેરથી કરાંચી મોકલી દીધી એ ઘણુજ ખોટું કીધું છે અને તેથી જમાત ઠેરાવે છે કે દિવસ ૧૫ પંદરની અંદર ઉપર લખા દાગીના શમેત બોદલ લુકમાનજી જમાત પાસે રજુ કરી અને એ બાઇને તેના ધણીને ઘેર મોકલવી તે બાઇ જીવી તેના ધણીના ઘેર રહે બાઇ જીવી તેને ઘેર ગયા પછી તેના ધણી તરફથી કોઈ જાતની હરકત તેનો ધણી કરે નહીં અને તેનો ધણી હરકત કરશે તો જમાતનો ગુનેગાર ઠરશે.

શદરહું બાઇ મુદતની અંદર બોદલ લુકમાનજી તેડી નહીં આવે અને જમાત પાશે રજુ નહીં કરેતો તેનો સલામ બંધ છે ને જમાત બાહર છે ઉપરનો ઠેરાવ બને પક્ષા કારોને વાંચી સંભલાવ્યો. તા. ૧૧–૩–૯૯ શવંત ૧૯૫૫ માહા વદ અમાવશને શનેઉ.

૧ વોરા હોશાજી મું. આદમજી ઘોડાવાલાની શહી દા. પોતે.

૧ અલીભાઇ અમરભાઈ શહી દા. પોતે. કારાવાડ વાલા.

૧ અલીભાઈ જીવાજી શહી દા. પોતે.

૧ شيخ حسن علي ابن ملا عبد العلي

૧ عبدالكريم ملا اسمعيل جي

૧ મું. કાદરભાઇ કરીમજી શહી જોડીયાવાલા

૧ મું. આદમજી નુરભાઇ કારાવડ વાલાની શહી.

૧ લુકમાનજી ઇશાજી જામનગરવાલાની શહી.

તાજે કલમ—શદરહું બાઈ જીવીને અલીભાઈ દોશાજી એ કરાંચીમાં તેના જુવાન છોકરા પાસે મુકી આવેલા છે તે તેની મોટી કશુર છે માટે એ બાઈ રજુ થતાં શુધી આજથી તેનો સલામ બંધ અને નાત બાહાર મુકવામાં આવે છે. તે બાઈ રજુ થયેથી તેની દંડ કરી તેને ત્યાં જવા નશીયત કરવામાં આવશે. તારીખ શદર.

૧ લુકમાનજી ઇશાજી નગરવાલાની શહી
અલીભાઇ અમરભાઈ કારાવડવાલાની શહી
૧ અલીભાઈ જીવાજી શહી દા. પોતે.
૧ ઇભરામજી જાફરજી શહી દા. પોતે.
૧ વોરા દોશાજી મું. આદમજી ધારોડ-
વાલાની શહી દા. પોતે.
૧ નુરભાઈ આદમજી શહી દા. પોતે
૧ شیخ حسن علی ابن ملا عبدالعلی
૧ عبدالکریم ملا اسمعیل جی
૧ મું. કાદરભાઇ કરીમભાઇ શહી દા. પોતે
૧ મામદઅલી નુરભાઈ.
૧ મું. આદમજી નુરભાઇ કારાવાડવાલાની
શહી દા. પોતે.

તા. ૧૦ જીલકાદ શને ૧૩૧૬ હીજરી કેશ નંબર ૭ મો શોપીઓ આજ રોજ કેશ નં૦ ૭ ના તોમતવાલા અલીભાઇ ડોશાજી અહીં આવી બાઇ જીવીને રજુ કરી અને સલામ છુટવાની માંગણી કરે જોધપુર તથા જુનાગડ મુદામ માણસ પટેલ આદમજી તથા ને મોકલી જીવીની માં તથા કાશમ પીરભાંઇ તથા અબદેઅલી કાશમ તથા કાશમની બહુ રેમત બાઇને પણ બોલાવવામાં આવ્યો.

બાઇ જીવીની જુબાનીથી માલમ થાય છે જે રૂપાની કડલી જોડ ૧ તથા અંગડીં નંગ ૮ રૂપાની તથા નાકનો કાટો તમારી પાશે હાજર છે. તોડાતે મારા કાકા બોદલ આપા છે તે ઠેટેશરી પણ બોદલને આપી છે તે મારા કાકા બોદલે ઘરેણું મુકી છે અને ઝરમરની બાઇ જીવી ના કહે છે.

## ઠેરાવ.

ઉપરમાં બાઇ જીવીને તથા તેઓનીં શાશુને બોલાવી રજુ વાત શાભલતાં કાંઇ મોટી તકરાર નથી અને ભાઇને મારકુટ તથા કાંઇ દુ:ખ થાય તેનો પ્રથમ ઠેરાવ મીયાશાહેબ હશનભાઇ મું. અબદુલ અલીએ ઠેરાવ કર્યો છે તે પ્રમાણે કાયમ રાખે અને મારકુટ તથા દુ:ખ બાબત હવે પછી બાઇની ફરીઆદ પૂરાવાશાથે આપશે અને વાજબી લાગસે તો અબદલા કાશમ તરફ શખ્ત તાકીદ કરવામાં આવશે અને દસ્તાવેજ મુજબ કશુર બદલ જમાત તથા શરકાર આલી દંડ કરશે ઊપરનો ઠેરાવ કબુળ રાખા બદલ આ નીચે શહી લેવામાં આવી તા. ૧૧ જીલકાદ ૧૩૧૯ હીજરી.

તાજે કલમ——દસ્તાવેજ પ્રથમનું થયું તેની નકલ આ પાછવાડે છે તે મુજબ રજુ રહેતા.

અબદેઅલી કાશમજી શઇ દા. પોતે.
નોટ—જુઓ પાછલ શાંધેલા.
વોરા અબદેઆલી કાશમજી શહી દા. પોતે.
شیخ حسن علی ابن ملاعبد العلي ૧
علی ابن نور بہائی عبائی والا ૧

## નકલ ઇસ્ટાંપ નં. ૫૯૬૯૦૩

શ્રી જુનાગઢની જમાત મું. ઇભરામજી મુલા જીવાજી તથા મુલા જીવાજી કરીમજી જોગ લી. વોરા અબદલ કાશમ જત અમારી

બઇરો જીવીને અમારે બખેડો ઘણી અમારા મામા બોદલજી મોકલતા નથી તેબી આજરોજ સરકાર આલી તરફથી આમીલ મીયાંશાહેબ શેખ હશનઅલી મુ. અબદુલઅલીના હાથ મુબારકથી ફેશલો થતાં તમારી રૂબરૂમાં ઠેરાવ થયો તેની વીગત.

જીવીને તેના માવતરને ઘરે રમજાન શબએ અથવા શાદી શબએ જરૂર જવું થાય તો બીના તકરારે મોકલાવી છે અગર હું ન મોકલાવું તો જુ-નાગઢની જમાતને રૂાં. ૫૧ તથા સરકાર આલીના રૂા. ૭૫। ગુનેગારી ના આપવાછે શિવાય જીવીને મારકુટ કરવી નહી અગર મારકુટ કરૂં તો તે જીવી ફરીયાદ કરે તો ઉપરના બંને શાહેબોને ગુનેગારી આપવી છે મારી કશુર વાંક હોઅ તો———————આ લખત જે મારી રાજી ખુશીથી દીલ કાયમ રાખી અકલ હુશીઆરીથી બીનાની સાથે લખી આપું છુ તેકબુલ મંજુર છે.

શન ૧૯૫૪ કારતક વદ ૫ તારીખ ૧૯ જમાદીલ આખેર શને ૧૩૧૫ હીજરી રવીવાર.

(શહી) ૧ વોરા અબદલકાશમ શહી દા. પોતે ઉપર લખ્યુ તે શહી

( નોટ )

ઉપર પ્રમાણે બંને જોડાની હકીકત શાંભળતાં ફકત તેની કાંઈ મોટી કશુર માલુમ પડી નહીં ફકત તે બાઇના કાકા બોહદલ લુકમાન-જીએ પોતાના લેણા રૂા. કાશમ પીરભાઇ પાશેથી વશુલ કરવા શારૂં તકરાર નાખી રખડપાટ અને ફીશાદ નાખેલો તથા ઘરેણાં ઊતારી લીધેલા છે અને ઉપરનાં તેઓને દુઃખો દીધું છે તે તરફ દયા બાઈ નીચે મુજબ શહી

શેઠ આદમજી પીરભાઇ તરફથી બક્ષીશ મલી તેની વીગત.

રૂા. ૧૯) કાપડાં શાદલો શોનેરી કોર શહીત ઘાઘરો કાપડું બદન વગેરે આપું વોરા અબદેઅલી કાશમની શાહી.

તા. ૧૨ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧–બોદલ લુકમાનજી તરફથી એપીઓ આદમજી શામે જમાત તથા બોદલજી ઊપર નીચે વીગતે લખવામાં આવ્યું.

ઝરમર ૧) કંઠેશ્રી ૧) તોડા જોડ ૧) પગના કરડા, નંગ ૮) એવીરીતે જીવીબાઇના ઘરેણાં બોદલજી એને ન આપેતો શલામ બંધ.

૨–કરાચીના મીયાંસાહેબ અબદુલાભાઈ મુલા ફજલેઅલી તથા શેઠ અલીભાઇ કરીમજી ઊપર તાર કર્યો કે જીવીબાઇની મીલાગીમાં અલીભાઈ દોશાજી તથા તેને લગતા જેનો શલામ બંધ કર્યો હોય તેને ખુલાશો દેજો ઊપર પ્રમાણે તાર કરવામાં અવો.

તા. ૧૩ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

બોદલ લુકમાનજી આંહી આવી હાજર થઇ નીચે મુજબ જવાબ આપે.



## કેશ નંબર ૮ મો.

### જુબાની.

વોરા ઇસમાલજી ખાનભાઈ અમરેલીવાલા તથા આદમજી કાદીભાઈ રે. ધોરાજીવાલા જત આદમજી કાદીભાઇની દીકરીના નીકા ઇસમાલજી ખાનભાઈ સાથે કરેલાં છે તેમ તેને ઘેર મોકલવા બાબત તકરાર છે તે નાત જે કરે તે કબુલ મંજુર સહી છે. તા. ૧૧-૩-૯૯.

૧ વોરા આદમજી કાદીભાઇની શહી દા. વલીજી અબદલ ધણીના કહેવાથી.

૧ વોરા ઇસમાલજી ખાનભાઇની શહી દા. મુલ્લાં ઇશમાલજી કરીમજી બજારવાલા ધણીના કહેવાથી.

### જમાતનો ઠેરાવ.

બંનેની હકીકત સાંભલી નીચે મુજબ ઠેરાવવામાં આવે છે બાઈ જેનમ આદમજી ઇસમાલજી ખાનભાઇને ઘેર તુરત મોકલે અને સદરહું બાઈ તેના ધણીને ઘરે ગયા પછી તે બાઇ ચીત ભ્રમ જેવી છે તેની તે બાઇની હીફાઝત માટે સદરહું ઇસમાલજી ખાનભાઈ માણશ એક તે બાઇની ખબર સારૂં રાખે તેનો બંદોબસ્ત કર્યા વગર તેનો ધણી બહાર જાય નહી તેમજ તે બાઇને દુઃખ દે નહી જો બાઇને કાંઈ દુઃખ બીજા આપશે ને માણશ ન રાખે તો નાત બહાર ને તેનો સલામ બંધ તા. ૨૧-૩-૯૯ ઊપરનો ઠેરાવ બનેને વાંચી સંભલાવ્યો તા. સદર.

૧ લુકમાનજી ઇશાજી નગરવાલાની શહી.
૧ અલીભાઈ અમરભાઇની શહી દા. પોતે કારાવડવાલા.
૧ મુલ્લા નુરભાઈ આદમજીની શહી દા. પોતે.
૧ દોસાજી મુલ્લાં આદમજી શ્રીધરોલવાલા.
૧ شیخ حسن علی ملا عبد العلی
૧ عبد الکریم ملا اسمعیل جی
૧ મુલ્લાં કાદરભાઈ કરીમજીની શહી દા. પોતે.
૧ મુલ્લાં આદમજી નુરભાઇની શહી દા. પોતે કારાવડવાલા.
૧ અલીભાઈ જીવાજીની શહી દા. પોતે.
૧ વોરા મહમદઅલી નુરભાઇ.

# કેશ નંબર ૯ મો.

વોરા વલીજી કાદીભાઈ લખાવું છું કે મારી બેન અમીનાબાઇ બીનતે કાદીભાઇનું સગપણ નગરના વોરા મુલ્લાં અમીજી મુલ્લ તઇયબઅલી સાથે થએલી છે મારી બેન જુવાન થએલી છે તેના વીવાનું તેના સસરાને કહેતાં પણ કરતા નથી તેમજ ઘણા કાગલો લખ્યા પણ તેનો જવાબ સીધો આપતા નથી અને મારા બનેવી એ બીજી ઓરત કરી લીધી છે હવે મારી બેનને શાદી વગર મારે ઘરે રાખવી સલામત ભરેલું નથી માટે નાતે નીકાલ મરજી મુજબ કરવો જોઇએ તા૦ ૧૧-૩-૯૯.

૧ વોરા વલીજી કાદીભાઇની શહી દા. પોતે તા. ૧૧-૩-૯૯.

## જમાતનો ઠેરાવ.

વલીજી કાદીભાઇ હાજર છે સામીવાલો ગેરહાજર રહેલો છે તેથી સદરહું બાબતમાં નીચે મુજબ ઠેરાવ કરવામાં આવે છે.

૧ સદરહું મુલ્લાં અમીજી તઇયબઅલી નુસબામાં છે ત્યાંથી આવવાને ઓછામાં ઓછામાં ત્રણ મહીના જોઇએ તેથી આ ઠેરાવ તેના બાપ મુલ્લાં તઇયબઅલી મશુદભાઇ નગરમાં છે તેમના તરફ મોકલવો અને સદરહું ફર્યાદ બાબતમાં તેણે કાંઇ જાહેર કરવું હોય તો આવી ત્રણ મહીના મુખીમાં જાહેર કરવું તે પરમાણે તેઓ જાહેર નહી કરે અ-થવા પોતાનો વાંધો નહી બતાવે તો સદરહું બાઈ અમીનાબાઈના ઉપર સગપણ બાબતનો તેઓનો કાંઇ હક રહેશે નહી. અને જ્યારે એવી રીતે થાય ત્યારે વોરા વલીજી કાદીભાઇ અમીનાબાઈના દાણીના જે હોય તે અમરેલીના આમીલને રજુ કરે અને તે બાઈ આમીનાબાઇની ખુશીમાં આવે તેની સાથે નીકાહ કરે તેમાં નાત તરફથી કે સરકાર તરફથી કાંઇ વાંધો નથી.

તા૦ ૨૧-૩-૯૯, ૧૯૫૫ ના મહાવદ અમાવશને વાર શનેઉ.

૧ લુકમાનજી ઇશાજી નગરવાલાની શહી
૧ અલીભાઈ અમરભાઇની શહી દા. પોતે
કારાવાડવાલા
૧ અલીભાઇ જીવાજી કારાવડવાલા
૧ ઇભિરામજી જાફરજીની શહી દા. પોતે
١ شیخ حسن علی ملا عبدالعلی
١ عبد الکریم ملا اسمعیل جی
૧ મું. કાદરભાઈ કરીમજીની શહી દા. પોતે
૧ મું. આદમજી નુરભાઇની સહી
કારાવડવાલા
૧ વોરા મહમદઅલી નુરભાઈ

તાજે કલમ—ઉપરમાં ત્રણ મહીનાની મુદત છે તે વધારી ચાર મહીના કરવામાં આવા છે ના. સદર.

તા. ૫ મી જીલકાદ ૧૩૧૬ હીજરી આજરોજ સામીવાલા મું. તઇએબઅલી મશુદખાનઅલી અરજ કરે છે કે મારા દીકરાનું સગપણુ રદ કરવામાં આવે ચાર માશની મુદતની નેમી છે પણુ તે મારો દીકરો હાલ પરદેશ છે ત્યાથી વરશ દીવશ પહેલાં આવી શકે તેમ નથી તેમ રૂા. ૪૦૦ નાં ધરેણાં કર્યા છે તેની વીગત.

તુલસીમાલા દુલવાલી નાકની વાલી તોડા કંડલી બંગડી રૂપાની હાતની વીગેરે રૂા. ૮૦૦ ની કીમતનું કરેલુ છે

અને તે જે આવતા વાર લાગશે ચાર મહીનામાં આવી શકે તેમ નથી માટે પંચને ધ્યાન આવે તો વરસ દીવસ ખમત કરાવવો અગર પંચને ધ્યાનમાં આવે તે ઈનસાફ કરવો ઉપરની અરજી તથા વલીજી કાદીભાઇને બોલાવી બંનેની રજુઆત ઉપર પંચે ઠેરાવ નીચે મુજબ કર્યો તેની વીગત.

# ઠેરાવ.

૧—ઉપરની અરજી પંચ વાંચી ધ્યાનમાં લઈ આરજદાર તથા સામી વાલાની રજુઆત સાંભલીને નીચે પ્રમાણે ઠેરાવ કરવામાં આવે છે.

૨—ઉપર લખા દાગીનામાં પતરી રૂપાની નથી તેમ દીકરીના ભાઈ કહે છે તેમાં તોરા પોલા તથા કડલી પોલી જેવા ચડાવવા હોય તેવાં તથા બાકીના જે દાગીના લખા છે તે પતરી નથી તે બાકીના દાગીના સર્વે ઉપર લખા પ્રમાણે આજથી દીવશ છમાં બાઇનો ભાઈ પોતાને ઘેરથી લાવી મું. તઇએબઅલી મશુદભાઇને ધોરાજીમાં પોંચ લઈ આપે. લુગડાં હોય તો આપે નહી તો માફ રૂપીઆની અરજ પંચ રદ કરે છે.

૩—સદરહું સગપણ અરજદારનો દીકરો પરદેશ હોતા કન્યા ઉમર લાયક થયાથી જમાત સરકારની મંજૂરીથી સગપણ મુકાણું છતાં સગપણ તોડવાનું કારણ એઉની કસુર નથી ફકત કન્યા મોટી થવાથી પંચે ફેસલો કર્યે છે તેથી સરકાર તથા જમાતના રૂા. ૧૦૦ લેવા છે ને આ સગપગ ના લેવા નહી. તે બાઇના નીકાહ પઢતી વખત જમાત તથા આમીલે કંઇ હરકત કરવી નહી.

શાં. ૧૯૫૫ ના ફાગણ શુદ ૫ તા. ૫ મી જીલકાદ સને ૧૩૧૬ હીજરી ધોરાજી ઉપરનો ઠેરાવ પક્ષ કારોને સંભલાવી પંચની સહી લેવી તા. સદર.

૧ વોરા વલીજી કાદીભાઇની શાહી ઉપર લખ્યું છે તે ખરૂં છે.

૧ ________________

૧ મું. તઇએબઅલી મશુદભાઇની શાહી ઉપર લખા પ્રમાણે દાગીના પોતે દા.પોતે

૧ شیخ حسن علی ملا عبد العلی

૧ علی ابن نوربھائی ممبئی والا

૧ عیسی جی ابن ملا رحمان جی

૧ દા. આદમજી પીરભાઈ.

## કેશ નંબર ૧૦ મો.

## જમાતનો ઠેરાવ.

વોરા અલીભાઇ કાશમજી ગારીવાલાના દીકરા આદમના નીકા તથા શાદી અમીજી સુલેમાનજીની દીકરી બાઈ અમતુ સાથે થએલા છે તે બાઇ તેના સાસરે ગયેલી નથી તેથી તે બાબત તપાસ કરતાં છોકરી ની મોટી મા વજીરબાઇયે કબુલ કરયું કે તેના ધણી તરફથી કરેલા તોડા લાવી તેડી જાય તે ઊપરથી અમો ચલાવી છેવટ શેઠ સાહેબ આદમજી પીરભાઇ તરફથી રૂ ૧૦) દશ તોડા બદલ તથા સાડલો એક બાઇને આપવામાં આવયો તે ઊપરથી બાઇને મોકલવા તેની મોટી મા બાઈ વજીરબાઇએ ખુશી બતાવી તેથી એ બાઇને તેના ધણીને ઘેર મોકલવી અને તેના ધણી વીગેરે તયાં જવા હરકત એ બાઇને કરવી નહી. તા૰ ૧૧-૩-૯૯.

૧ લુકમાનજી ઈશાજીની શઈ નગરવાલા.
૧ અલી અમરભાઈની શઇ દા. પોતે કારાવડવાલા.
૧ અલીભાઈ જીવાજી દા. પોતે.
૧ ઈભિરામજી જાફરજી દા. પોતે
۱ شیخ حسن علی ملا عبدالعلی
۱ عبدالکریم ملا اسمعیل جی
૧ મુલાં કાદરભાઈ કરીમજી જોડીયાવાલા ની શઇ
૧ મુલ્લા આદમજી તુરભાઈ કારાવડવાલાની શઇ દા. પોતે
૧ વોરા ડોશાજી મું. આદમજી ધરોડવાલાની શઇ દા. પોતે
૧ મહુમદઅલી તુરભાઇ

# કેશ નંબર ૧૧ મો.

વોરાની નાતના આગેવાન જોગ વોરા મુશાજી શેખભાઇ રહેવાશી ધોરાજીના જત મારી દીકરી બાઈ પુલબાઇના વીવા ગોંડલના રઇશ વોરા અમીજી જીવાજી સાથે વરસ ૧૮ થયાં કરેલા છે તે હાલમાં ત્રણ વરસ થયાં તેડાવતાં નથી તે બાબતમાં નાત જે ઠેરાવ કરે તે અમો બેઉ પક્ષકારોને કબુલ મંજુર શહી છે ને કોઇને ફરવું નથી નાતનો ઠેરાવ છેવટનો છે તા. ૧૨–૩–૯૯

૧ ______________________________

૧ ______________________________

ગોંડલના રઇશ જીવાજી મામુજીની અરજી આવી જે મુશાજી શેખ ભાઇ મોકલતો નથી તો મોકલવાનો હુકમ કરશો ઊપર મુજબ બને હકીકત ઊપરથી તપાશ કરતાં નીચે મુજબ.

## શેરો.

આજથી પંદર દીવશ સારો લાયક જામીન ખોરાકી પોશાકી તથા મારકુટ નહી કરવા બાબત જામીન આપી બાઇને તેડી જાય એ પરમાણે બનેને ખબર આપવામાં આવયા માટે દાખલા દા. કરીમ પંચના હુકમથી પંદર દીવશમાં જામીન આપી તેડી ન જાઊં તો પંચ જે ફેસલો આપશે તે અમારે કબુલ છે અમે અરજદાર કબુલ કરયા બદલ આ નીચે સહી લેવામાં આવી તા૦ ૩ જી જીલકાદ ૧૩૧૬ હીજરી ધોરાજી દા. કરીમ પંચના હુકમથી અરજદારની અરજી નીચે સહી લેવામાં આવી તા. સદર.

شیخ حسن علی ملا عبدالعلی ۱

علی ابن نوربهائی ممبئی والا ۱

# *કેશ નંબર ૧૨ મો.

વોરાની નાતના આગેવાનો જોગ લા. વોરા તઈયબજી આદમજી રહેવાશી લાઠીના જત લાઠીના રઈશ વોરા ખાનભાઈ ઇશુફઅલી વેરે મારી દીકરી વજીરબાઇનું વેશવાર કરેલા છે તે જમાઇ ખરાબ ચાલનો તથા કેફી વીગેરે છે માટે મારી દીકરીને તેની સાથે પરણાવવી નથી તે બાબતમાં જમાત જે ફેસલો આપે તે અમારે કબુલ મંજુર સહી છે તે છેવટનો છે તારીખ ૧૨–૩–૯૯

૧ વોરા તઇયબજી આદમજી લાઠીવાલાની શાઇ દા. અલીભાઇ તાજભાઇ તેના રૂબરૂ ધણીના કહેવાથી.

## જમાત રૂબરૂ.

ખાનભાઇ ઇશુફઅલીના મામા અબદુલહુશેન ડોશાજી જમાતના પુછવાથી હું મરમબાઇ ડોશાજીના તરફથી લખાવું છું કે મરમબાઇ મારી બેન થાય છે મારો ભાણેજ ખાનભાઇ ઇશુફઅલીની વેરે લાઠીના રઇશ વોરા તઇયબજી આદમજીની દીકરી વજીરબાઇ વેરે કર્યું છે તેમાં લેવા દેવાની શરત નીચે મુજબ છે.

ઘરેણું રૂ ૨૫૦ નુ તેની વીગત.

પંદડાની જોડ ૧ રૂ ૨૫ ની કીમતની આસરેની.

કંઠેસરી ૧ હેમની કીમત રૂ ૧૪ ની

રૂપાના તોડા પોલા જોડ ૧ કીમત રૂ ૨૭ ની આશરે તેમને પાછી મલી છે.

રૂપાના કડલાં જોડ ૧ કીમત રૂ ૪૦ ની આશરે

રૂપાની સાંકલી ૧ રૂ. ૧૨ ની કીમતની.

રૂપાની બંગડી નંગ ૮ કીમત રૂ. ૨૦ ની આશરે.

હેમની ઝરમર

રૂ. ૪૦ રોકડા આપ્યા છે.

લુગડાંની વીગત.

કપડાની જોડ ૧ સુતરાઉ  કપડાની જોડ ૧ રેશમી.

ઉપર  સીવાય રોકડા રૂપીઆ આપા તેની વીગત.

પ્રથમ રૂ. ૧૮૦ શાં. ૧૯૪૬ ની સાલમાં આપ્યા છે. ત્યાર પછી રૂ. ૧૦૦ ઓરડુ વેચાણુ લેવા બાબતમાં શાં. ૧૯૫૨ ની શાલમાં આપેલા છે આ બાબતમાં નાત જે ઠેરાવ કરે તે અમારે કબુલ મંજુર શહી છે તા. સદર.

૧ મરમબાઇ ડોશાજી તરફથી વોરા હુશન ડોશાજીની શઇ દા. પોતે.

કેશ નંબર ૧૨ ની જુબાની ૨ જુનાગડવાલા મુશાજી અમીજી હું નીચે પ્રમાણે પ્રતી બીના પુર્વક જુબાની આપું છું કે ઉમર વરસ ૪૦ ધંધો વેપાર હાલ રેહુવાશી અમરેલી હું સવા બે વરસ લાઠી ગયો હતો ત્યાં એક મુંબઇવાલા વોરા તઇએબજી આદમજીને ત્યાં વેશવાલ કરવા આવેલા તે કન્યાનુ બીજે ઠેકાણે હુશેનના ભાણેજ મહુમદની સાથે શગપણ થાએલું હતું ત્યારે મુલ્લા મહુમદે મને કહયું કે અમારા ગરીબ ભાણેજનું શગપણ ટુટે નહી મુંબઇવાલાની શગપણની બાબતમાં ગડબડ થઇ તેથી તે અમરેલી ચાલ્યા ગયા જે તે પ્રથમના શગપણની બાબતમાં હું વચમાં રહયો ત્યારે તઇએબજી આદમજી કન્યાનો બાપ અને કન્યાની માને કહ્યું કે તમે શા માટે આપતા નથી ત્યારે તેણે કેહયું કે અમારી એક દીકરી મરી ગઈ તો પણ અમે બીજી આપી તો તે બાબતમાં તે બાઇને કાંઇ ઘરેણું ગાઠું આપ્યું નથી. તેમાં પહેલા શગપણમાં નાના દાગીના હતા બે વેવાઇએ પહેલો ફેસલો સમજીને કરી નાંખ્યો તે પછી ના શગપણના એક તોડાની જોડ અને આગલના શગપણની બંગડી તે પણ હાલ હાજર છે પછી બંગડીઉ ભલે રહી અને તોડા પાછા આપો તોડા તેને પાછા આપા વરના મામાને આપ્યા પછી તે પછી રૂ. ૨૭૫ બશો પંચોતર રૂપીઆનો આંકડો મારા રૂબરૂ અને મુલ્લા મહુમદ ડોશાજીના રૂબરૂ ઠરાવ્યા તેમાં નીચે પ્રમાણે શરત કરી.

કન્યાની માએ મને ભાઈ તરીકે ગણી મને કામ સોપ્યું તો પંદર દીવશની અંદર રૂ. ૧૨૫ એકસો પચીશ રૂપીઆના દાગીના ચડાવવાની

વાત ઠેરાવી તે જે મુદતે દાગીના ચડાવવા તે મુદતે હું વીવાની તારીખ મુકરર કરી આપીશ અને તે બાઇ એ કહ્યું હતું પછી મેં મુલ્લા મહુમદને કહ્યું કે તમે દાગીના જે તૈયાર કરો એમ કહીને મારા દુકાનવાલા ગણુા છે ત્યાં ગયો તમે દાગીના જે તૈયાર કરો એટલે હું ચડાવી ને અમરેલી જઇશ તેજ મુદત પરમાણે હું લાઠી આવ્યો દાગીના રૂ. ૧૨૫ માં ચડાવવાના હુતા તેમાં એક કટેશરી મને બતાવી મેં પુછ્યું બાકીના ડાગીના કેમ તૈયાર નથી તેમણે કહ્યું અમારે દાગીના બાબરે ચડાવવા જવા હતા પણ ઢીલ થઇ એ વાત કરવાથી મારા મનને એટલી રીસ ચડી કે એવણે એ ગેરવાજબી કર્યું તેથી મને માઠું લાગ્યું તઇએબજી આદમજી ને મારી રૂબરૂ રૂપીઆ રોકડા આપ્યા તે મે જોયું નથી પણ એમ વાત સાંભલી હુતી કે વાણીયાને ત્યાંથી ખોરડા ઉપર રૂ. ૧૦૦ અપાવી આપ્યા છે જે તે ખોરડા તઇએબજી આદમજીએ ભાડા ચીઠી તે વાણીયાને કરી આપી છે એટલી બાબત હું જાણું છું વલી મુલ્લા મહુમદ ગુજરી જતાં તેના ભાઇ હુસેનને મે કહ્યું કે જે ઠેરાવ મારા હાથ ઉપર કરેલો તે તમે કેમ પાર પાડતા નથી અને કન્યાનો બાપ મને અબાના કસમ આપે છે અને કહે છે કે આફતથી ગરીબ માણસને છોડાવો અને જે રૂપીઆ ઠેરાવેલા છે તેમાંથી કાંઈ ઓછા અપાવો તો પણ હું રાજી છું કેટલીક વખત અમરેલીના મીયાંસાહેબને મે રૂબરૂ કહું છે તે પછી અમરેલીના શેઠીઆઓને કહું છુ કે આ ગરીબ માણેસનો નીકાલ કરાવવો પણ મીયાંસાહેબે આ કામમાં દીલદઇને કાંઇ ખુલાશો કીધો નહી અટલી વાત હું જાણું છું. તા. ૧૪-૩-૯૯.

૧ વોરા મુશાજી અલીજીની શહી દા. પોતે મારૂં નામ મુલ્લા અમીજી ઇભરામજી રહેવાશી લાઠી ઊમર વરસ ૪૫ ધંધા વેપાર હુ પ્રતીજ્ઞાપુર્વક લખાવું છું કે કેશ નંબર ૧૨ ની બાબત મને કાંઇ ખબર નથી તેવીશે મારા ધ્યાનમાં પણ નથી મારા હાથે કાંઈ પણ લેવાણું દેવાણું નથી. તા. ૧૪-૩-૯૯.

૧ અમીજી ઇભરામજીની શહી દા. પોતાના.

# પંચનો ફેશલો.

સો પંચ મલી નીચે પ્રમાણે ફેશલો કરે છે તે બંનો પક્ષને કબુલ છે જે આ શગપણ થયેલું છે તે શગપણમાં આજ દીવશ શુધી કરેલા કરાર પ્રમાણે વરતેલા નથી એમ અમોને શાક્ષીઓથી બરોબર માલમ પડયું છે કે એક જેના શાથે શગપણ થયેલું છે તે આશામી શારી ચાલમાં ચાલે છે એમ નથી પણ બદચાલ ચાલે છે એમ જુબાનીથી અને પુરાવાથી શાબીત થયું છે તે માટે અમો પંચ નીચે પ્રમાણે ઠેરાવ કરીએ છીએ.

## ઠેરાવ.

તઇબજી આદમજી એ રૂા. ૨૫ પચીશ ઊપાડી બે દાગીના ઘરેણે રાખેલા છે તે રૂા. ૨૫) તઇબજી આદમજી આપે અને પોતાના ઘરેણા કબજે લે અને શગપણ પંચે રદ કર્યું છે અને તેના બદલામાં રૂા. ૧૦૦ તઇબજી આદમજી મહુમદઅલી ડોશાજીને આપે અને તે ખોરડું તઇબજી આદમજી જેના રૂપીઆ ઊપાડેલા છે તેને શોપી આપે અને તે બાબતનો બીજો કાંઇ લેવડ દેવડ નથી એ પ્રમાણે પંચ ઠેરાવ કરી બે શામેવાલાઓને શંભલાવામાં આવ્યો છે જુમલે રૂા. ૧૨૫) તઇબજી આદમજી મહુમદઅલી ડોશાજીને આપીને પોતે કડલા પોતાને કબજે લે પોચું વાલી કરી શોપી આપે.

તા. ૧૪-૩-૯૯.

બેઊ પક્ષોંની શહી પંચોની શહી.

૧ شیخ حسن علی ابن ملاعبد العلی

૧ علی ابن نور بہائی عبائی والا

૩ મુા. કાદરભાઈ કરીમજી દા. પોતે.

૪ મુા. જીવાજી આદમજી દા. પોતે.

૫ અબદુલ અલી આદમજી અતરવાલા.

૬ મુા. અલાદીન થાવરભાઇ દા. પોતે.

## નકલ.

લા. લાઠીની જુમાતનું તડ ૧) વોરા કરીમજી હુશનભાઇ તથા અમીજી લખી આપી છે કે અમારા તડમાંથી વોરા તઇઅબજી નીકલી જતાં ભાગના રૂા. ૮) લઇ ફારકતી લખી આપી છે તે કબુલ મંજુર છે.

શા. ૧૯૫૫ ના પોશ શુદ ૩ જો.

તે બાબતને દરદાવો જમાત તરફથી નથી.

વોરા કરીમજી હુશનભાઇ દા. પોતે.

લા. વોરા અબદુલ હુશેન ડોશાજીની શહી દા. પોતે



# કેશ નંબર ૧૩ મો.

## વોરાની જમાતના આગેવાનો પંચ રૂબરૂ.

વોરા આદમજી માહમદઅલી ઊમર વરશ ૨૯ રેવાશી વઢવાણ તે હાલ જુનાગડ (અરજદાર.)

વઢવાણ શેહેરની જમાત( શામીવાલા. )

### તકરારની બાબત.

અરજદારની અરજ એવી છે કે શાહેબ હું વઢવાણમાં રહું છુ વલીભાઇ રાજભાઈની દીકરી જે કે શીથાના તઇબઅલી હુશનઅલી વેરે આપેલી તે બઇરો રહયાને તથા તેના ધણી તઇબઅલીને નહીં બનવાથી તે તઇબઅલીએ બીજી બઇરો કરી એને પ્રથમની બઇરો રૈયાં જે કે વલીભાઇની દીકરી છે તેને ફારકતી આપી હવે મારે તથા તે રૈયા ને મોહબત થવાથી તેણે મારીશાથે નીકા કરવાનું કહયું પણ વડવાણની જમાતની મારા વીરૂધ લાગણીથી મારીશાથે નીકા થવા દેવ નહીં અને થયેલી મોહબત તુટે તથા બીજે નીકા કરે એવી દુશ્મનાઇ ચાલુ કરી અને ઠેરાવ્યું કે તે મોહબત જુદી ન પાડે તો રૂા. ૧૦૦ દંડ આપે જેથી મે રૂા. ૧૦૦ વઢવાણની જમાતને દંડ આપેલા છે તથા તે બાબત મારા શશરા પાશેથી પણ રૂા. ૧૦૦ દંડ લીધા તેટલેથી પણ શંતોશ ન પામી વઢવાણની જમાતે બીજા રૂા. ૨૦૦ માગ્યા પણ મેં આપા નહીં તે મારી પાશે રૂપીઆ નથી જે ઊપરથી મારા શશરાને શરીઅત મુજબ નીકા નહીં કરી આપવા હુકમ કર્યો તથા મને નાત બહાર થવા હુકમ કર્યો જેથી હું વઢવાણ શેહેર છોડી જુનાગડ રમજાનમાં આવીને રહયો છું ઊપર મુજબ મને શને ૧૩૧૫ હીજરીની તારીખ ૨૧ મી એ ફારકતી થયા પછી આજ દીવશ શુધી નીકા થયા નહીં અને ઊપર મુજબ જમાત જુલમ ગુજારવા લાગી જેથી મેં રૂા. ૧૦૦ આપા અને બીજા રૂા. ૨૦૦ ન આપેતો રજબની તા. ૭ મી એ નાત બહાર કર્યો

જેથી મારે ભાગવું પડયું અને હું આપના ધારાના બાહાર પાડવાની ખબરે શાંભલી આપ હજુર હું તથા મારી મોહોબતવાલી બયરી રૈયા બને જન આપ હજુર હાજર થયા છીએ તો અમારા ઊપર જે દુઃખ છે તે દુઃખ દુર થવા હુકમ કરશો એજ અરજ.

શા. ૧૯૫૫ ના માહાવદ ૭. તા. ૨૨ શવાલ ૧૩૧૬ હીજરી.

૧ વોરા આદમજી મહમદઅલીની શહી દા. પોતે.

## શેરો.

અરજદારની ઊપરની અરજ તથા તેની રૂબરૂની હકીકત મોહોબતની શાંભલી નીર્ણય ઊપર આ લખીએ છીએ કે અરજદાર નીકા પડયા વગર બહુ ગુનાનું કામ કરે છે જેથી જનાબ ભાઇ શાહેબ અબદેઅલી શાહેબ પધારેથી તેમની પાશે ઊપરની હકીકત જાહેર કરી નીકા કરી અપાવવા એ વાજબી છે.

તા. ૨૨ શવાલ ૧૩૧૬ હીજરી.

۱ شیخ حسن علی ملا عبد العلی

۱ علی ابن نور بہائی ممبئی والا

## ઠેરાવ.

જનાબ ભાઇશાહેબ અબદેઅલીશાહેબ પધાર્યા ત્યારે ઊપરની હકીકત ઊપરથી તેનો શલામ ખુલાવ્યો અને ફરમાવ્યું કે આજથી તે ધણીને તેની બઇરોથી દુર રાખવા અને હવે પછી નાહી પાક શાફ થાય ત્યારે નીકા પડી આપે અને તે બાઇના બાવાજી હઇઆત છે તેને તેડાવા અને તે ન આવે તો અહીંથી મુલાં શલેમાનજી અમરભાઇને કાજી કરી મોકલવા એટલે ના કહેતો એ ગવાહી રાખી આંહી આવી નીકા પડી આપે એમ ઠેરાવીએ છીએ અને મુલ્લા શલેમાનજી અમરભાઇએ વઢવાણ ઊપર બતાવ્યા મુજબ તેના બાવાજી વલીભાઈ રાજભાઈ પાશે જઇ આવે તો

તેડી લાવવા નહીં તો કાજી થઇ આવવું તે મુજબ વલીભાઇએ આવવા ના પાડી પણ કયું કે બાઇ ગમે તેને વલી કરી નીકા પડી આપે એમ કેવા ઉપરથી આંહી બાઇએ વલીભાઈ અબદલ ઘોલીઆને વલી કર્યા તેના શાહેદ નીચે મુજબ.

વલીભાઇ શલેમાનજી.　　　　　મુલા અમરભાઈ રેહ ઘોરાજી

ઉપર મુજબ શાહેદે રૂબરૂ નીકા પડયા.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

તાજે કલમ———ઉપરના નીકા બાબત શરકાર તથા જમાતનો હક લેવામા આવે છે તા. શદર.

વોરા આદમજી માહુમદઅલી શાઇ દા. પોતે.

شیخ حسن علی ابن ملا عبدالعلی ۱

علی ابن نور بہائی مجائی والا ۱



# કેશ નંબર ૧૪ મો.

## ગુલામહુશેન ઇભિરામજી વાહી રેવાશી જામનગર.

### તકરાર ૧ લી

૧ મારો સસરો અલીભાઇ જીવાજી ખેતી મારી વહુ ને મારે ઘેર મોકલતો નથી એ બાઇના પેટથી મને બે છોકરા છે જયારે એ બે નાના છોકરાને હું મુકવા ગયો હતો તે છોકરાઓને રાખતી નથી છોકરાઓ ઘણી નાની ઉમરના છે એની માના આગલ રહે તેવા છે એ છોકરાઓને શંભાલવાની મને ઘણી મહેનત પડે છે.

૨ જામનગરના શેઠીઆઓ મારૂ દુખ જોઇને ત્રણ વખત રાજકોટ મારા શશરાને શમજાવાને ગયા અને કહ્યું કે ગુલામહુશેનની વહુને એના ઘરે મોકલો નહીં તો આ નાના નાના છોકરાઓને એની માના સાથે રાખો કારણ કે છોકરા નાના છે માટે એના બાપથી સાચવાતા નથી અને નાના છોકરાઓની ખીદમત માના બરાબર કોઇ કરી શકસે નહીં એ છોકરાનો બાપ પણ દુઃખી છે તથા છોકરા પણ દુઃખી છે વાસતે એમાં એક વાત કરો ઘણુ શમજાવ્યુ અને ઘણી નસીહત કીધી પણ મારો શશરો માનતો નથી હવે જમાત માંબાપતમે મારો રશતો કરી આપો તે ખરો હું તમારો ઉપકાર કદી ભુલીશ નહીં.

### તકરાર ૨ જી.

મારી દીકરીને મારો જમાઇ ઘણું મારે છે ને ઘણુ દુઃખ દે છે તેથી હું મારી દીકરીને મોકલીશ નહી.

### પંચનો ઠેરાવ.

કાગલની નકલ.

### ભાઇ અલીભાઇ જીવાજી ખેતી.

ભાઇ ગુલામ હુશેનની વાહુને તમે એકદમ શોંપી દોવ મારકુટ કરશે

નહીં દુ:ખ પણ દેશે નહી હુકમ ઉપરથી અલીભાઇ જીવાજી એના જેમાઇને રાજકોટ લઈ જઇને પોતાની દીકરીને એના મરદને શોપી દીધી.
દરએક તરેહની જમાનત લઇ એની વહુ ને એના મરદ ને સપુર્દ કરી છે.

૧ ગુલામહુશેન ઇભરામની શહી.

૧ અલીભાઈ જીવાજીની શહી.

નોટ.

આ એ કેશના પટાવામાં પંચ ને ઘણી તકરાર તથા મુદત લાંબા થઈ છે પણ ખુદાના ફજલથી કેશ કમીટીની હાથપર પટી ગયો છે.



# કેશ નંબર ૧૫ મો.

## વોરાઓની જમાતના આગેવાન પંચ સમક્ષ.

હું અરજદાર પોરબંદર હાલ મુંબઈના રહીશ શુલેમાનજી પીરભાઈ લખી બંધાઊ છું કે મેં મારી બૈરી ઝવેરબાઇ જે કે પોરબંદરના ડોસાજી અલાદીનની દીકરી છે જેની સાથે હું પરણેલો છું તે મારે ઘેર ન આવતા મે અરજ આપી જે ઊપરથી સદરહુ મારી ઓરતે મારે ઘેર હું લુગડા કપડ તથા તેના રહેવાના મકાનની સોઇ કરી આપું તો તૈયાર છું એમ જાહેર કરતા પંચે મારી પાસેથી કપડા તથા ખોરાકી પોશાકી માટે ખાતરી માગી પણ તેવી ખાતરી હું આપી શકુ તેમ નથી તો પંચને ફરમાન કરે અગર મને કાંઇ રકમ અપાવે તો જે રકમ અપાવે તે મારે કબુલા મંજુર છે તેબદલ હું મારીઆ નીચે સહી રાજી ખુશીથી કરૂ છું.

તા. ૩ જીલકાદ શ. ૧૩૧૬ હીજરી.

ભાઈ શલેમાનજી પીરભાઈ શાહી

સદરહું શલેમાનજી પીરભાઇની ઓરત ઝવેરબાઈના ખુલાશો લેત તેણેપણ પંચ જે કરે તે પ્રમાણે કબુલ છે એમ કહેતા તેપણ તેની પણ ખાતીર સહી લેવી.

## ઠેરાવ.

૧ અરજદારને એટલે શુલેમાનજીએ તથા બાઇએ બંને કબુલ અરશપરશ થતાં પંચ રૂા. ૨૫૧ બસો એકાવન અરજ દારને ત્રાહેજ પાસે કબુલાવી તે બાઇને ફારકતી લખી આપતા ફેશલો થાયે.

તા. ૩ જીલકાદ શ. ૧૩૧૬ હીજરી.

شیخ حسن علی ملا عبدالعلی ૧

علی ابن نوربهائی ممبئی والا ૧

# કેશ નંબર ૧૬ મો.

અબદુલઅલી અલીભાઈ રે. મજેવડી. | અરજદાર.
ઇશમાલજી રાજભાઈ રે. મજેવડી. | શામીવાલા.

## શાદી થયા પછી નહી મોકલવા બાબત તકરાર.

અરજદારના ભાઇ જીવાજી અલીભાઈ તે શામીવાલાની દીકરી ઇશમાલજી રાજભાઇની દીકરી અમીના શાથે પરણેલો છે તે નથી મોકલતો તથા નીચે મુજબ ઘરેણું ખાઈ ગયા બાબત અરજ.

તોડા રૂપાના રૂ. ૧૦૫ ભાર.
કંટેશરી હેમની ગદીઆણા ૨.
વેઢલા નંગ ૨ હેમના નંગ૦ ૨ અશરે.
બંગડીઉ રૂપાની.
ઝરમર હેમની ગદીઆણા ૬ અશરે.
પંદડા નંગ ૧ હેમનો નંગ ૨ અશરે.
નાકનો કાંટો ૧ હેમનો.
પોલરા રૂપાની.

ઉપરના ઘરેણા તથા વઉને શોંપવા બાબત સામીવાલાનો જુવાબ.

૧ મારકુટનો બંદોબસ્ત કરી પંચ મોકલે તો મારી તકરાર નથી એટલે મારકુટની જામીન લેવા પંચ માગણી કરે છે.

૨ ઘરેણાં ગરીબી શબબે ખાઈ ગયો કહે છે.

૩ વેઢલા તથા પાંદડાનો ઇનકાર કરે છે.

૪ પોલરા તથા બંગડી તથા નાકની વાલી હાજર છે.

## જમાતનો તપાશ.

૧ મારકુટ કરે છે તથા કજીઓ કરે છે એમ અરજદારની કશુર માલુમ પડે છે.

૨ શામી વાલો ઘરેણાં ખાઈ ગયા એ વાત નકી છે.

# જમાતનો ઠેરાવ.

૧ અરજદાર બાઈ અમીનાને મારકુટ નહી કરવા બાબત જામીન આપે.

૨ શામીવાલા ઇશમાલજી રાજભાઈ રે. મજેવડીવાલાને જે ઘરેણું ખાઈ ગયો છે તેનું આપવાનો દસ્તાવેજ કરી આપે તે શારી હાલત થાય ત્યારે અપે વેઢલા તથા પાંદડા ગેરવલે ગયાનું કહે છે તે સુધાં તેનું દસ્તાવેજ કરી આપે.

તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી ધોરાજી.

١ شیخ حسن علی ابن ملا عبد العلی

١ علی ابن نوربهائی ممبئی والا

١ عیسیٰ جی ابن ملا رحمان جی

૩ જામીન આપી તેડી ન જાઅતો અરજ.

જમાતના આગેવાનો પંચ શમક્ષ જોગ લા. હું મુલ્લા અલીભાઈ જીવાજી લખી આપી બંધાઉ છું કે ઇશમાલજી રાજભાઇની દીકરી અમીના જીવાજી અલીભાઈ વેરે પરણેલી છે તેને મારકુટની અડચણ શબબ નહી મોકલતા હતાં જેથી આજરોજે જામીન માગતા હું જામીન થઇ લખી આપી બંધાઉં છું કે શદરહું બાઇને મારકુટ કરે અગર દુઃખ આપે તેનો હું જામીન થાઉ છું તો મારવા અગર દુઃખ દેવા બાબત હું જવાબ આપીશ.

તા.૦ ૪ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

૧ અલીભાઇ જીવાજી શહી દા. પોતે

જમાતના આગેવાનો પંચ શમક્ષ તથા અબદેઅલી અલીભાઇ જોગ લી૦ મજેવડીના રહીશ ઇશમાલજી રાજભાઇ લખી આપી બંધાઉ છુ કે મારી દીકરી અમીના જે કે જીવાજી અલીભાઇ વેરે પરણાવેલી છે. તેના નીચે લખી વીગતે દાગીના હું કીમતના ખાઈ ગયો છું તેને તોડા જોડ ૧ પાંદડા નંગ ૧ કંઠેશરી નંગ ૧ ઝરમર ૧ વેઢલા ૨ ઉપરના દાગીનાની કીમત રૂ. ૧૨૧ એક એકશો એકવીશની મુકરર મારી પાસે માગે

છે તે આજથી ૫ વરશમાં હું આપી દઇશ અને ન આપું તો જમાત તથા સરકાર આલી તથા અબદુલઅલી જીવાજી કહે તેવી રીતે હું તેનું મન મનાવીશ નહી તો મારી મીલકતથી અબદુલઅલી જીવાજી વશુલ કરે તેમા મારે તકરાર કરવી નથી.

શંવત ૧૯૫૫ ફાગણ શુ. ૪ તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી.

દા. ૧ વોરા ઇશમાલજી રાજભાઇ.

લુકમાનજીની સઇ દા. પોતાના.

ઉપરના ઠેરાવ તથા ઘોરણાનું દસ્તાવેજ મારે કબુલ મંજુર છે.

વોરા અલદુલ અલીભાઇની શહી તથા જીવાજી

અલીભાની શહી દા. પોતે.

અમારા રૂબરૂ.

شیخ حسن علی ملا عبدالعلی ૧

علی ابن نور بہائی مبئی والا ૧



# કેશ નંબર ૧૭ મો.

આદમજી મામુજી અમરેલી. | અરજદાર.
હશનઅલી કાશમ અમરેલી. | શામીવાલા.

હાલ મુંબઇમા જુની મશજીદના ખાદીમ ભીંડીબજાર.

અરજદારની દીકરી અમીના તકરારની બાબત શામીવાલાના દીકરા નીકા થયા બાબત તથા જુમાતની તથા રૂા. ૧૨૫ ની બાબત આપતો નથી તે બાબતે તેમ તેડતો નથી.

૧ શદરહુ તકરાર એક તરફથી શાંભલી નીચે મુજબ ઠેરાવ કરવામા આવે છે તે ઠેરાવના ખબર શામીવાલાને આપવા શમજવું.

૨ સામીવાલા મુંબઇથી આજની તારીખથી એક મહીનામાં કરાર મુજબ રૂપીઆ આપી પરણી નહીં જાએ તો કરારના રૂા. ૧૨૫ થી બમણા રૂા. ૨૫૦ બશો પચાશ આપે.

૩ અને ત્યાર બાદ નહીં આવે તો ધોરાજીથી મુંબઈ કાગલ લખી તેને શલામ બંધ કરવામાં આવશે.

આ ખબર અરજદારને આપી.

તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ વોરા આદમજી મામુજી અમરેલીવાલાની શઇ દા. વોરા હશનભાઇ શુલેમાનજી.

૧ શેઠ આદમજી પીરભાઈ તરફથી અલીભાઇ નુરભાઇની શહી.

૧ شیخ حسن علی ملا عبد العلی

શામીવાલાને ખબર આપી.

તા. ૫ જીલકાદ ૧૩૧૬ હીજરી.

# કેશ નંબર ૧૮ મો.

| | |
|---|---|
| વોરા અલીભાઈ જીણાભાઇ. | અરજદાર. |
| બગશરાની જુમાત. | શામીવાલા. |

## તકરારની બાબત.

અરજદારના કાકાના રૂા. ૪૫ ગુજરી ગયા બાદ કબર બાંધવા બાબત અમાનત જમાત પાશે છે તે કબર બાંધવામાં મલવા બાબત.

## ઠેરાવ.

૧ સદરહું રૂપીઆમાં મરનાર તથા તેના બાવાજી તથા મરનારની મા એમ ત્રણેની કબરો ત્રણ બાંધે રકમ રૂા. ૩૦ ત્રીશ આપે તેથી વધારે ખરચ થાઅતો તે અરજદાર પોતાથી પુરૂં પાડે તેમાં કશુર કરશે અને કબરો અધુરી રહેશે તો અલીભાઈ જીણાભાઈ તરફ તાકીદ થાશે.

૨ ઊપરના રૂપીઆ જુમાત પાશેથી વશુલ કરાવી આપવા બગશરાના આમીલતરફ તથા જુમાત તરફ લખવું તે રૂપીઆ કબર બાંધવાના કામમાંજ આપે અરજદાર પોતે બીજા ખરચમાં વાપરે નહીં તે રૂપીઆ પંદર દહાડામાં લેવા જાએતો આપે ન આપે તો આમીલ તાકીદ કરી અપાવે.

ઊપર મુજબ ઠેરાવ કરી અરજદાર તથા બગશરાવાલાનો ખબર આપા બદલ તેઓની શહી લીધી.

તા. ૪ જીલકાદ શને ૧૩૧૬. હીજરી

૧ લા. વોરા અલીભાઇ જીના દા. પોતે.

૧ મુા. કરીમભાઈ આદમજી શહી દા. પોતે.

૧ દરજનદીન બબંદજી શહી દા. પોતે.

૧ شیخ حسن علی ملا عبد العلی

૧ علی ابن نور بہائی

# કેશ નંબર ૧૯ મો.

જીવાજી ઇભરામજી. રેવાશી ધોરાજી. | અરજદાર.
આદમજી ઇભરામજી. રેવાશી કુતીયાણા. | શામીવાલા.

## તકરારની બાબત.

અરજદારની દીકરી શામીવાલાના દીકરા વેરે શગાઈ થયેલી છે તે બાઇ ઊમર લાયક થઈ છે પણ શામીવાલાનો દીકરો પરદેશ ગયો છે તેને તેડાવી વીવા કરતો નથી તે પરદેશ જે શેઠના ત્યાં નોકરી કરે છે તેને પાશેથી તેડાવી વીવા કરવા બાબત.

શદરહું શામીવાલા આદમજી ઇભરામજી ખબર આપું છું કે તમો તમારા દીકરાને માશ ૪ ની અંદર મુંબાશે અગર પરદેશ નાં હોઅ ત્યાંથી તેડાવી નીકા કરીલે અને અરજદાર નીકા કરી આપે તેમાં કશુર કરે નહીં.

૨ મુદત દરમીઆન આદમજી ઇભરામજી તેના દીકરાને તેડાવી નીકા કરીલે નહીંતો થયેલો શગપણ રદ કરવું અને અરજદાર જીવાજી ઇભરામજી પોતાની દીકરીની બીજે શગાઇ કરી નીકા કરી આપે અને જે ઘરેણું હોઅ તે ધોરાજીના આમીલને હાજર કરી આપવું તે કુતીઆણે આમીલ મોકલી આપવા લીશ્ટ કરીલે તે તુરત શેઠ આદમજી પીરભાઇને મોકલાવી આપવા.

૩ ઊપર મુજબ ઠેરાવ કર્યા બદલ અરજદારની શહી લીધી તથા શામીવાલાને કુતીયાણે રજીસ્ટરથી ખબેર આપવા.

તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ જીવાજી ઇભરામજી ઊપર વિગત શહી દા. પોતે.

તાજે કલમ—જે દાગીના શામીવાલાના છે તે શગપણ તુટે બીજે શગપણ થઈ નીકા થાય તો તે દાગીનાનું લીસ્ટ કરી આમીલ રૂબરૂ જમાતના આગેવાન અબરૂદારને ઘેર અમાનત રાખે તા. શદર.

شیخ حسن علی ملا عبد العلی ۱
علی ابن نور بہائی ممبئی والا ۱

# કેશ નંબર ૨૦ મો.

બાઇ અમીના તાજભાઈ રેવાશી લાઠી. | અરજદાર.
અમીનજી નથુભાઈ તથા કાશમજી નથુભાઈ રે. લાઠી. | શામીવાલા.

## તકરાર તથા ઠેરાવ.

બાઇને મારકુટ કપડાં ખોરાકીનું દુઃખ તે કમથાવા બાબત શામીવાલાને તેડાવી કશુર માળમ પડતાં શદરહું બાઇને હવેથી તેનો મરદ તથા તેનો દેર કાશમજી નથુભાઇ મારે નહીં તથા ખાવાપીવા લુગડાં લતાંની અડચણ કરે નહીં અને કરે તો નીચે લખ્યા મુજબ જામીન છે તે ઘરઘરાઉ બંદોબસ્ત કરી આપે તેના નામ.

મુ. અમીજી લાઠીવાલા.
તથા કાશમજી હશનભાઈ લાઠીવાલા.
અબદલા બાબુજી.

ઊપરના જામીન બંદોબસ્ત કરી આપવા કબુલ થયા બદલ નીચે આ શહી લેવામાં આવી.

તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી અને દુઃખ આપે તકરાર આવેથી તેઓના તરફ તાકીદી થાશે તા. શદર.

મુ. અમીજી ઇભરામજી શહી દા. પોતે.
વોરા કાશમજી હશનભાઇ શહી દા. પોતે.
વોરા અબદુલા બાબુજી શહી દા. મુલા અમીજી ઇબ્રિરામજીના.

شیخ حسن علی ملا عبد العلی ૧
علی ابن نوربھائی ممبئی والا ૧

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી ઊપર મુજબ ઠેરાવ થયા છતા શદરહું બાઇને માર માર્યો તથા ખોરાક પોશાક આપું નહીં જેથી બાઇ ફરી અરજ કરી જે ઊપરથી ઊપરના ઠેરાવથી જામીન શું અપાવે તે

મુકરર નથી જેથી બાઈ અમીના તથા તેની દીકરી ૨ ના ગુજરાન માટે દર માશે ખરચ તેનો ધણી અમીનજી નથુભાઇ આપે અને જો તે ન આપે તો ઉપરના જામીન આપે.

એમ ઠેરાવીએ છીએ તે ખબર વોરા અમીનજી નથુ ભાઇને તથા મુા અમીજી ઇભરામજીને રજીસ્ટરથી આપવી અને તેનો અમલ નહીં કરે તો શરકાર આલીથી શખ્ખત તાકીદ કરવામાં આવશે.

તારીખ ૧૧ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

شیخ حسن علی ابن ملاعبد العلي ١
علی ابن نوربهائی عمبئی والا ١

( નોટ )

આ ઠેરાવનો અમલ નામદાર લાઠી ઠાકોર શાહેબને લખી કરાવવામાં આવ્યો તે વધારે વીગત નંબર ૧૯ ના ફાગણના કાગલોથી જણાશે.

તા. ૨૫-૩-૯૯.



# કેશ નંબર ૨૧ મે.

| | | |
|---|---|---|
| વોરા ઇભરામજી હકીમજી. | રે. શલડીવાલા. | અરજદાર. |
| ૪૦ શલડીની જમાત. | ૨૫ અરજદારને પા- | |
| ૪૦ અમરેલીની જમાત. | છા આપા છે. | શામીવાલા. |

૫ મીયાંશાહેબ ઇશિમાલજી મુલા જીવાજી.

૨૪ મીયાંશાહેબ નુરભાઇ કરીમજી.

૨૦ આમીલ મીયાંશાબ ઇશુફઅલી.

૧૨૯ એ રીતે લીધેલા રૂપીઆ તે તેની દીકરીનું શગપણ એક ઠેકાણે કરી તે રદ થઇ બીજે થયું તે નીકા થતી વખત લઇ વેચી લીધા છે તે શાબીત થતા નીચે મુજબ ઠેરાવ કરવામાં આવે છે.

## ઠેરાવ.

૧ રૂા. ૧૦૦ નીચે આશામીવાર પાશેથી વશુલ કરવા અને તે અમરેલીના આમીલ તરફ તાકીદ લખી અરજદારને આપી પોંચ રજુ કરવી.

૪૦ અમરેલીની જુમાત પાશેથી.

૨૦ આમીલ મીયાંશાહેબ ઇશુફઅલી પાશેથી.

૪૦ શલડીની જુમાત પાશેથી.

ઊપર મુજબ રૂપીઆ અરજદારને વશુલ થવા ઠેરાવ કરીએ છીએ.

૨ બાકી રૂા. ૨૪ તથા રૂા. ૫ મીયાંશાબ નુરભાઇ કરીમજી તથા ઇશીમાલજી જીવાજી લઇગયા તે ખરચમાં અરજદારના ગયા એમ ઠેરાવીએ છીએ.

૩ ઉપરને ઠેરાવ હકીકત તથા રૂબરૂ મુખ જુબાની પુરાવ શાંભલી કરવામાં આવ્યો છે.

તા. ૪ જીલકાદ ૧૩૧૬ હીજરી.

## શેરો.

આ અરજી બાબત અરજદારો અમરેલીમાં પંચ કર્યું છે તેથી તે પંચને ઠેરાવ કરવા હક છે માટે તે ફેશલો કરે તે તેણે કબુલ રાખવો જોઇએ આંહી તકરાર લાવવા કારણ નથી એમ અરજદારને કેવામાં આવ્યું તા. શદર.

شیخ حسن علی ابن ملا عبدالعلی ૧

علی ابن نور بہائی ممبئی والا ૧



# કેશ નંબર ૨૨ મો.

દાઉદજી કરીમભાઇ રે. રાજકોટવાલા. } અરજદાર.
થાવરભાઈ આદમજી રે. રાજકોટવાલા. } શામીવાલા
ઠેo ખાનભાઈ લોઢાવાલાની પેડી પાશે.

## તકરાર.

અરજદારની દીકરી વજીરબાઇનું શગપણ પીરભાઇ જે કે શામીવાલાની દીકરો છે તેની શાથે થયું છે તેને કરાર મુજબ રૂપિઆ આપતો નથી તો ઘરેણું કરાવવા તાકીદ કરવા બાબત તથા રૂપિઆ આપો બાબત તે શામીવાલા હાજર નથી જેથી અરજદારની એક તરફી હકીકતથી નીચે મુજબ ઠેરાવ પંચ કરે છે.

## ઠેરાવ.

થાવરભાઇ આદમજી આજથી ચાર માશની અંદર ઘરેણું કપડાં કરે મુદત દરમીયાંન ઘરેણું કપડાં કરે નહીં તો થયેલા શગપણ રદ કરવામાં આવશે આ ખબર શામીવાલાને રજીસ્ટરથી આપવા અને મુદત બાદ અરજદારને બીજે શગપણ કરવા છુટ શમજવી.

તા. ૪ જીલકાદ ૧૩૧૯ હીજરી.

૧ વોરા દાઊજી કરીમજીની શહી દા. વોરા તાજભાઇ ઇશમાલજી વોરા દાઊજીના કેવાથી.

شیخ حسن علی ملاعبدالعلی ૧

علی ابن نوربهائی ممبئی‌والا ૧

શામીવાલાને રજીસ્ટરથી ખબર આપા તે આજ હાજર થયા.

તા. ૧૦ જીલકાદ શને ૧૩૧૯ હીજરી.

રૂબરૂની હકીકત ઉપરથી ઉપર મુજબ વરતવા કબુલ છે પણ ઘરેણું કેટલું કરવું તે વિશે થાવરભાઈ આદમજીની સ્થીતી ગરીબ છે વલી અરજદારની દીકરીની ઉમર બહુ નાની છે અરજદારો નવા ધારા મુજબ ઘરેણું માંગ્યું

પણ તેટલું કન્યા ઉપાડી શકે નહીં તથા થાવર ઘરનો ગરીબ માણુશ છે જેથી નીચે પરમાણે ઘરેણું આપવાં ઠેરાવીએ છીએ તે મુજબ અરજદાર કબુલ રાખે અને શામીવાલો ચડાવે ઘરેણાની વીગત.

તોડાની જોડ ૧ તોલ રૂ. ૨૦ ભાર.

કડલીની જોડ ૧ રૂ. ૨૦ ભાર.

બંગડી નંગ ૮ તોલા રૂ. ૧૨ ભાર.

કાનમાં હેમની વાલી નાગ ૫ ગદી ૧ ભાર.

હેમનો નાકનો કાંટો નગરવાલો ગદી. ૦I અંકે પા.

ઉપર મુજબ ઘરેણાં ચડાવે એને કબુલ કરે બાઈની ઉમર લાયક થાયે નવા ધારા મુજબ ઘરેણું ચડાવી એમ ઠેરાવીએ છીએ.

તા. ૧૦ જીલકાદ ૧૩૧૬ હીજરી.

ઉપરનું ઘરેણું તોડા તથા પોલરા તથા બંગડી તા. ૧૫ મીની અંદર આપે અને બાકીની વાલીઓ એક માશમાં આપે ન આપે તો પંચનો ઠેરાવ ઉપરનો કબુલ રાખવામાં આવે છે તા. સદર.

થાવરભાઇ આદમજીની સઇ.

شیخ حسن علی ملا عبد العلی ۱

علی ابن نور بہائی عمائی والا ۱

વોરા દાઉજી કરીમજી શાઇ દા. મુલ્લા
વલી કાશમજી ધનીના કેવાથી.



# કેશ નંબર ૨૩ મો.

| | |
|---|---|
| બગશરાની જમાત તડ મુ. મુશાજી બોદલજી.<br>તથા લુકમાનજી આદમજી રે. બગશરા. | અરજદાર. |
| બગશરાની જમાતના બીજા તડવાલા અબદલા આમદ.<br>તથા મુશાજી આદમભાઇ તથા તાજભાઇ લુકમાનજી. | શામીવાલા. |

નુરભાઇ આદમજી તથા ઇબરામજી નથુભાઇ વગેર બીજા તડવાલા.

## જુમાતના મજમુ ડામનુ વેચાણ કરવા બાબતને.

તપાશ કરતા વાશણ ઇશમાલજી ભાઇશાહેબ અમાનત મુકી ગયા છે તેની કમીટી નીચે મુજબ ઠેરાવ કરે છે.

૧ શદર હું વાશણજે અમાનત છે તે બંને તડવાલા અરધા અરધ વેચી લે.

૨ મશજીદમાં જે ખરચ થાય તેમાં અરધાભાગ આપવો છે.

૩ બે દેગડી અમાનત છે તે મુંબઇ તાર કર્યો છે ત્યાંથી દેગડી બાબત શાહેદી આવશે તે ઉપરથી જે ફડચો થશે તે પ્રમાણે જેને શોંપવા હુકમ પંચ કરશે તેને શોંપાશે.

ઉપર મુજબ ઠેરાવ કરવામાં આવ્યો.

તા. ૪ જીલકાદ શને ૧૩૧૯ હીજરી.

શાહેદ મુલાજી વલી બોદલ.

ઇશબ બોદલ.

વોરા મુશાજી બોદલભાઇ શહી દા. પોતે.

વોરા લુકમાનજી આદમજી શહી દા. પોતે.

شیخ حسن‌علی ابن ملاعبدالعلی ۱

علی ابن نوربهائی ممبئی والا ۱

# કેશ નંબર ૨૪ મો.

| | |
|---|---|
| ઇભરામજી તાજભાઇ રે. અમરેલી. | અરજદાર, |
| વલીભાઇ આદમજી રે. બાબરા. હાલ બીલાસપુર. | શામીવાલા. |

## તકરારની બાબત.

શાદી થયા પછી અરજદારની દીકરી બાઇ અમતુબાઇને મારમારી ચોટલો કાપી કાઢીમુકી નહીં તેડવા બાબત.

ઉપર મુજબની તકરાર છે તે શામીવાલાબી લખે છે.

## અભીપ્રાય.

૧ શામીવાલાના મામા જીવાજી મુ શલેમાનજી જે બાબરામાં છે તેના ઉપર કાગલ લખો કે તમો તમારા ભાણેજને તેડી તુરત આહીં આવો નહીં તો શલામ બંધ થાશે અને તમો તમારા ભાણેજને તેડાવો.

૨ બીલાશપુર તારકરીને તેના ધણી ઉપર આવવા તાર કર્યો.

તારીખ ૪ જીલકાદ ૧૩૧૯ હીજરી.

شیخ حسن علی ملا عبدالعلی ۱

علی ابن نوربہائی ممبئی والا ۱

તા. ૫ જીલકાદ ૧૩૧૯ હીજરી.

આજરોજ બીલાશપુરથી તેના ધણી વલીભાઈ આદમજીનો તાર આવ્યો કે મારે કોઇ જાતની તકરાર નથી અને મારી ઓરત તથા મારા શશરાને મોકલો તો હું તેનું ખરચ આપીશ જે ઉપરથી આજરોજ બીલાશપુર ફરી અહીંથી તાર કર્યો કે તેનું ત્યાં આવવા વગેરેનું ખરચ તમો મોકલી આપો.

شیخ حسن علی ملا عبدالعلی ۱

علی ابن نوربہائی ممبئی والا ۱

# કેશ નંબર ૨૫ મો.

વોરા મહમદ કાદીભાઇ રે. ધારીવાલા } અરજદાર
ધારીની જમાત વીરૂધ } શામીવાલા

## તકરાર.

મુલા હકીમ લુકમાનજી તથા બગશુભાઇ તથા કાદીભાઇ વાલી જમીનમાં રૂ. ૧૦૯)ા ના ઇનશાફ થઇ જે ફડચો કરે તે બાબત.

૧ તપાશ કરતાં રૂ. ૧૦૯)ા આપા છે તે સામીવાલાને વાંધો નથી.

૨ આ બાબતમાં ભાઇસાહેબ અબદેઅલી ભાઇસાહેબ નો હુકમ છે કે તેના રૂ. ૧૦૯)ા મુદલ છે તે આજ દિવશ શુંધી રોકાણ સબબ બ્યાજબી લાગે તે વધારે આપી ઇનશાફ કરી આપવા હુકમ છે તેની શાહેદી મુલા ઇશાજી રેમાનજીની લેવામાં આવી.

૩ શામીવાલા તરફથી મુલા નુરભાઇ ઇશમાલજી તથા સુલેમાનજી રાજભાઇ તથા ઇબરામ કરીમભાઇ તથા અલીભાઇ બોદલભાઇ તથા હકીમભાઇ [illegible] ગેરે હાજર છે તેણે જમાત જે ઇનશાફ આપે ત કબુલ છે એમ [illegible] બાબત પંચ જે ઠેરાવે તે કબુલ છે તે બદલ આ નીચે

[illegible] કલમ—જે ઊપરની જમીનના બાબત અમારા રૂપિઆ શોલ લેણા છે તે બાબત શાહી દા. અમીનજી કરીમભાઈ મુલ લુકમાનજી હકીમજીની શાઈ દા. મુલાં મહમદ મુલા હકીમજી.

મુલા નુરભાઇ ઇશમાલજીની શાઇ દા. પોતે.

સુલેમાન રજી ભાઇની શાઇ દા. પોતે.

મહમદ કાદીભાઇની શાઇ દા. પોતે.

રૂપિઆ ૧૦૯)ા માટે જે ઠેરાવ કરે તે અમારે કબુલ છે દા. અમીજી કરીમભાઇ.

## ઠેરાવ.

૧ આ તકરારની વાત તમામ જાણી તકરાર ઊપરથી નીચે મુંજબ નિર્ણય ઊપર આવીએ છીએ કે જમાતવાલા એ જગ્યા રાખેતો શામીવાલા મામદઅલી કાદીભાઇ ને રૂ.૧૩૬ાા એટલે રૂ. ૧૦૯)ાાા ના શવાયા રૂપિઆ આપે અને રૂ. ૧૬ શોલ વાલાને રૂ. ૨૦ વીશ આપે તે એક માશની અ દર મહમદને રૂ. ૧૩૬ાા તથા ઇભરામ કરીમભાઇને રૂ. ૨૦ વીશ આપે.

૨ જમાત ન રાખે અને શામાવાલામાંથી રૂ. ૧૦૯)ાાા વાલો. શોલ વાલાને રૂ. ૨૦ વીશ તથા જમાતવાલાને રૂ. ૨૦ વીશ આપે અને આ જમીન રાખવાનો હક જમાતનો એક માશમાં છે તે મુદતમાં રૂ. ૧૩૬ાા તથા રૂ. ૨૦ મલી રૂ. ૧૫૬ાા આપે નહીં તો તે જમીન ઉપર તેનો કશો હક રેહેતો નથી અને જમીનનો કબજો વોરા મહમદ કાદીભાઇનો છે.

૩ રૂ. ૧૬ ના ભાગીદારને તો જે જમીન રાખે તેની પાશેથી લેશે રૂપિઆ લેવાનો હક ઠેરાવીએ છીએ.

ઉપર મુજબ ઠેરાવ કરવામાં આવ્યો છે.

તા. ૫ જીલકાદ ૧૩૧૬ હીજરી.

મુલ્લા હકીમજી લુકમાનજીની શઈ.
દા. મુલ્લા મહમદ મુલ્લા હકીમજી.
વોરા અમીનજી કરીમભાઈ નીશાઇ દા. પોતે.
ઇભરામજી કરીમભાઈ નીશાઇ.
મુલા નુરભાઇ ઇશમાલજીની શઇ દા. પોતે.
શુલેમાન રજીભાઈની શઇ દા. પોતે.
વોરા આદમજી ખાનભાઇ શહી દા. પોતે.
મહમદ કાદીભાઇની શહી દા. પોતે.

ઉપરની જમીન જમાત ન રાખે તો રૂા. ૧૨૦ શારા શાહુકારને ત્યાં બને તડની વતી અમાનત રાખે તે બંને તડની સંમતી થાય ત્યારે સંમતી મુજબ વેચીલે તે બંને તડના નામથી અમાનત રહે.

ઉપરનો ઠેરાવ ગેરહાજર રહેલા તેપણ કબુલ મજુર છે અને કદી તે તકરાર કરે તો તેના અમો જોખમદાર અમો શહી કરનારા છીએ અને તે મુ. નુરભાઇ ઇશમાલજી તથા શુલેમાનજી રાજભાઈ ઈશબ રાજભાઇ તથા હુશન બોદલ તથા કમરૂદીન બખશુભાઇ વીગેરે કાંઇ તકરાર કરે તો અમો જવાબ આપશું તેનો જોખમ અમારાપર છે એમ કબુલ કર્યું છે અને તે કબુલ ન કરે તો તેનો શરકારથી તાકીદ કરવી શલામ બંધ કરવો એમ કબુલાત આપી છે.

તા. ૫ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

મુ. નુરભાઇ ઇશમાલજીની શહી દા. પોતે.
શુલેમાન રાજભાઇની શહી દા. પોતે.

તાજેકલમ——જમાત જમીન રાખે તો ત્રણ જણના નામનો લખત છે તે પ્રમાણે જમીન શંભાલે શૌ શૌના લેખ પરમાણે શંભાલે એમ ઠેરાવ કર્યો છે તે ઉપરના શહી કરનારાઓનો શાંભલાવવામાં આવ્યો છે.

તા. ૫ જીલકાદ ૧૩૧૬ હીજરી.

شیخ حسن علی ابن ملا عبدالعلی ૧
عیسی ابن ملا رحمان جی ૧

## કેશ નંબર ૨૯ મો.

| | |
|---|---|
| દાદાભાઇ મુલ્લા જીવાજી રે૦ અમરેલીવાલા | અરજદાર. |
| અબદુલઅલી કરીમભાઇ તથા કરીમભાઇ નુરભાઇ (તે હાલ સયામ છે તેનો ધણી ભાવનગર | શામીવાલ. |

શાત વરસથી બાઇને લુગડાં ખોરાકી પોશાકી આપતો નથી તથા કપડાં લતાં આપતો નથી.

આ બાબતની તકરાર રૂબરૂમાં એવી છે કે તેબાઇનો ધણી પરદેશ છે અને તેના શશરા ને ભલામણ થતા દાણા કપડા આપતો નથી માટે બંદોબસત થવા બાબત ભાવનગર કાગલ લખયો તથા એક કાગલ શીયામ લખ્યો તે ધણી આહીં આવી બાઇને તેડી જાય તથા ખોરાકી પોશાકીનો બંદોબસ્ત કરે તેમાં ઠેરાવ નીચે મુજબ.

### ઠેરાવ.

૧ તમો તમારા દીકરાને આજથી છ માશની મુદત અંદર તમારે અહીં તેડાવી આપવા અને ત્યાં શુધી દરમાશે શદરહું બાઇના ગુજરાન માટે રૂા. ૪ ચાર તમારે બાઇના માવતર દાદાભાઇ મુા. જીવાજીને આપવા અમો ઠેરાવ કર્યો છે તે પરમાણે તમારે અમલ કરવો અને છ માશમાં તમારા દીકરાને તેડાવી આપવો અને જ્યાં સુધી દરમાશ રૂા. ૪ ચાર આપે જવા નહીં આપા તો તમારા ઉપર તાકીદ કરવામાં આવશે.

તા. ૫ જીલકાદ ૧૩૧૯ હીજરી.

شیخ حسن علی ابن ملا عبدالعلی ۱

علی ابن نوربہائی ۱



# કેશ નંબર ૨૭ મો.

રાજભાઈ ગુલામહુશેન તથા બાઈ શકીના | અરજદાર.
રે. ઉપલેટ.

## અરજની મતલબ એવો કે

તે બાઈ શકીના નગરના રહીશ　　　　　ની દીકરી છે તેની પ્રથમ

ની શાથે શાદી થયેલી તેના ધણીએ જંગબાર તલાક આપી દીધી છે જેથી તે બાઇના બાપે મુંબઈમાં મીયાંશાહેબ પાશે જઈ બાઈ કુંવારી છે મારે નીકા કરી આપવા છે જેથી મીયાંસાહેબે કુંવારી બાઈ માની નીકા કરી આપા પાછલથી માલમ થયું જે તે બાઈની ફારકતી જંગબાર થઇ છે તે ધણી જંગબાર છે તેમ ફારકતીના શાહેદ આહીં નથી જેથી થયેલા નીકા ખીલાફ ગણી તે રાજ ભાઇ ગુલામહુશેન તથા શકીનાને જુદા થવા હુકમ કર્યો અને જુદા ન થાય તો શલામ બંધ તેવો હુકમ તા૦　　માશ　　　૧૩૧૬ હીજરીના રોજ આશરે થયેલો તે તારીખથી શલામ બંધ થઇ જમાત બાર થયેલો છે ઊપરના દુઃખ માટે મીટીંગ રૂબરૂ હાજર થઇ બહુજ લાચારી બતાવી પોતાના ઉપરનું દુઃખ દુર થવા અરજ કરતા નીચે મુજબ ઠેરાવીએ છીએ.

૧ અરજદારની ફારકતી તેના શાહેદ જંગબારથી આવે અગર કાજી બની કોઇ શાહેદી લાવતાં સુધી તે રાજભાઇ ગુલામહુશેન તે બાઇ શકીનાથી જુદા થાએ.

ત્યારબાદ શરીઅત મુજબ ફારકતીના શાહેદ યા કાજી થઈ નકી થઈ આવે નીકા કરે અને ઊપર મુજબ બંનેને હાલ મુંબઇમા જુદા રાખવા ઠેરાવીએ છીએ તે બાઇને મીયાંસાહેબ ફેજુલ્લાભાઇના મકાને

રાખવા ઠેરાવીએ છીએ અને રાજભાઇને મુંબઇમા બીજે રેહેવા ઠેરાવીએ છીએ.

ઉપર મુજબ ઠેરાવ પ્રમાણે મુંબઇ રવાના કરવામાં આવયા અને ફેજુલાભાઈ મીયાંશાહેબ ઉપર શેઠ આદમજી પીરભાઈ રફીઊદ્દીન શાહેબે ખાવાપીવા વીગેરેની બાઇની બરદાશત રાખવા કાગલ લખી આપો.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

حسن‌علی ابن ملاعبدالعلی ۱

علی ابن نوربہائی ممبئی‌والا ۱



# કેશ નંબર ૨૮ મો.

લુકમાનજી પીરભાઈ કારાવાડીઆ રે. વાંકાનેર — અરજદાર.
ઇશાજી નુરભાઈ સવાઇ ઠે૦ તરકવાડામાં વાંકાનેર. — શામીવાલા.

## તકરાર.

અરજદારની ભાણેજ દોસીબાઈ ગુજરી ગયા છે. તેની વશીઅત છે કે મારી દીકરીચુ દાયમ તથા બાઇ રેમતને અરજદારના હવાલામા શાંપીછે તથા કેટલાક મિલકત તુલશી પાતીઆ રૂ. ૧૧ ભાર તથા વેઢ કરચ રૂ. ૨ાા॥ તથા ફુલવાલી હાથની બંગડી તથા પગના કડલા વીગેરે મુસાજી રાજબાઇના ત્યાં અમાનત રાખી છે તેની ગેર અખ્સતા થઇ ઉઢાડી આપે છે. તે બંધ થવા તથા ઉડી ગયેલી મીલકત પાછી ઉડાવવી જનાર પાશેથી વશુલ લેવા તે બાઇ બને ને ખોરાક હું અપીશ અને તેની મીલકત છે તેને માટે ત્યાની લાગે તેમ કરવા બાબત.

૧ બાઇને અરજદારને હવાલે શોપવા બાબતના શાહેદ.

મું. મામદભાઇ મું. નથુભાઈ ઠે. નવાપરામાં

તે આહીંની હકીકત માટે શાહેદ નીચે મુજબ.

અબદલ મહમદ ઠે. વાડી ફરીમાં

મુશાજી રાજભાઇ નવાપરામા.

## ઠેરાવ.

૧ વાંકાનેર શામીવાલાને લખવું કે તે બાઇની દીકરીઓ દાયમ તથા બાઇ રેમતને જ્યાં શગપણ કરી વરાવી છે તે શગપણ કાયમ રાખવું તેમા ફેરફાર શમજવો નહી તેમ કરવો નહીં.

૨ તે બાઇ દોશીબાઇ ગુજરી ગયા બાદ જે મીલકત મુકી ગઇ છે. તેમાંથી તેની બે દીકરીના ગુજરાન શીવાયનું કશું ખરચ યા ગેર વાજબી રીતે ગેર અવસ્થા કરવી નહીં તેમા મીલકતમાં ફેરફાર થવા દેવો નહીં.

૩ આ બાબત શામીવાલા ઈશાજી નુરભાઈને કાંઇ વાંધો હોય તો તેણે નામ શાથે તથા અરજદાર લુકમાનજી પીરભાઈએ પુરો ઇનશાફ લેવા હવે પછી આવતી મીટીંગમાં નીચેના શાહેદ શાથે હાજર થાવું આટલી ખબર અગાઉથી તારીખથી આપવામાં આવશે.

અબદલ મહમદ

મુશાજી રાજભાઇ

મું. મહમદભાઇ નથુભાઇ

હશન વલીજી મીલકતના નામ શાથે

ઉપરના શાહેદોની હકીકત તથા બંને પક્ષકારની રજુવાતે આવતી મીટીંગમાં ફેશલો થશે.

તા. ૫ જીલકાદ ૧૩૧૬ હીજરી–ઘોરાજી.

લુકમાનજીભાઇ દા. મું. અબદલ રાજભાઇ ધનીના કેવાથી.

شیخ حسن علی ملا عبد العلی ۱

علی ابن نوربھائی ممبئی والا ۱

# કેશ નંબર ૨૯ મો.

| | |
|---|---|
| હસન રેવાશી હડલા. | અરજદાર. |
| અલીભાઈ નથુભાઈ રે. સદર. | શામીવાલા. |

## તકરાર.

વગર નીકાથી કોલણ ઘરમાં વરશ ૫-૬ થી રાખી છે અને ફર-જંદ બે થયાની બાબત.

ઉપરની તકરારની રજુવાત ઉપરથી પંચે ઠેરાવ કર્યો છે કે સદરહું ઓરતના નીકા ત્રણ મહીના અલગ તે ઓરતને તેના મરદથી અલગ રાખી શરીયત માફક નીકા કરી આપવા અને સરકારી તથા જમાતની આમદ પંચે માફ કરી છે.

તા. ૫ જીલકાદ ૧૩૧૬.

ઉપરના ઠેરાવના ખબર રાજકોટના મીયાંસાહેબ ઉપર અરબીમાં લખી આપા છે તથા તેના નીકા પડવાની પરવાનગી મુ. અબદુલઅલી રાજભાઇ જશદણ વાલાને આપવામાં આવી છે.

તા. ૫ જીલકાદ શને ૧૩૧૬.

شیخ حسن علی ملاعبد العلي ۱
علی ابن نوربهائي ممبئی والا ۱



## કેશ નંબર ૩૦ મો.

ભાઈસાહેબજી અબદેઅલી મોહીયુદીન સાહેબના મુકરર કરેલા વોરાઓની જમાતના આગેવાન પંચના સાહેબો તથા શેઠ આદમજી પીરભાઈ જોગ.

ધારીની જમાત નીચે શહી કરનાર અમો આહી આપ હુજુર અમારા આપશ આપશમાં કુસંપ હતો તે માટે આપના હુકમથી હાજર થયેલા છીએ અને અમોએ અમારા વાંધા બાબત આપ હુજુર હકીકત મુકવા વીચાર બતાવેલો દરમીયાન અમો અંદર અંદર શલાહ થઇ અમારા વચેનો વાંધો કુલ દુર થયો છે અને જમાતમાં જે વિભાગ તડ હતા તે આલશી જઈ સરવે એક જમાત થઇ છે આ વખતે જમાતે હવે પછી સલાહ સંપ રહેવા ખાતર કેમ વરતવુ તેની વાત ચીત કરી અમોએ નકી કર્યું છે તે દાખલા ખાતર આપની બુકમાં લખી આપી બંધાઇએ છીએ તેની સરત નીચે મુજબ છે.

૧ અરસપરસ આજ પેહેલાં જમાતમાં તકરાર થાતા જે કરજ થયું છે તે શરવે જમાતે એક ટક થઈ નાસુતપાશી જમાતની કુલ ઊપજમાંથી દેવું છે તેમાં તકરાર કરવી નથી.

૨ મશજીદમાં નીમાજ સરવે જમાતે સાથે ઇમામત પડવી છે અને ઘરની બાબત અગર વેહેવારીક લેણુ દેણુની બાબત મશજીદમાં કોઇએ તકરાર કરવી નહીં.

૩ જમાતનુ કરજ છુટક છુટક આશામીવારનું છે તે જમાતની મરજી મુજબ જેમ જેમ ઊપજ આવતી જાય તેમ તેમ જે કરજદારને ભરવું ઘટે તેમ સરવે જમાતની મરજીથી ભરવું.

૪ જમાતની આમદાની કરજવાલાને ઘેર આવે તો તે કરજવાલો જમાતની મરજીથી પોતાનાં લેણામાં જમેપાડે જમાતની મરજી ન હોય તો તેની પાશેથી વશુલ લઈ બીજા કરજદારને યા બીજા

ખરચમ વાપરવા જમાત મુખત્યાર છે તેમાં આમદનીવાલો કરજદાર અટકાવે નહીં.

૫ શલમાન રાજભાઇ તથા હુશન ઓદલભાઇ તથા ઇશબ રાજભાઇ તથા ઈશિમાલ ઇભરામજીનું જે કરજ છે તે કરજનું વીયાજ શાં. ૧૯૫૪ કારતક શુદ ૨ શુધી આપુ છે તે પછીનુ આજ દિવશ શુધીનું તથા હવે પછી વશુલ થતાં સુધી વીયાજ દેવું નથી પણ તે રૂપિઆ શા. ૧૯૫૭ ના કારતક શુધ ૨ શુંધીમાં ભરી આપવા છે

૬ મુલાની બાબતમાં બંને મુલાનો હુક સરખો છે અને જમાતની આમદની જે આવે તે બંનેની અરધો અરધ છે તે ઊપજ દર રોજ યા દર વખતે જેમ જેમ આવતી જાય તેમ તેમ અરધો અરધ તેણે વેચી લીધી છે અને નીમાજ દરેક મુલાએ એક એક માશ પડાવવી છે તે પ્રમાણે જમાતે પણ બંને મુલાને સરખા સમજવા કોઇ કારણસર મુલાને જમવાનું કેહેવું હોય અગર બીજી બાબતમાં મુલાની કોઇ કામમાં જરૂર પડે તો એમાંથી એક મુલાને ઇજન આપેથી જેનો વારો હુશે તે મુલાને જમવાનું એક બીજા મુલા કહી આપશે તેની સમજણ બંને મુલા કરી લેશે પણ જમાતવાલાને અડચણ આવવા દેશે નહીં બે મુલ્લા શિવાય હવે પછી ગામમાં નવા ત્રીજા મુલા થાય તો જે થાય તે બંને મુલાના હાથ નીચે રહે.

૭ વરશમાં જમણની બાબત નીચે મુજબ આશામી વારની તારીખ શાત મુકરર કરી આપી છે તે પ્રમાણે કરે.

૧ મોહોરમની દશમીરાત તથા રમજાનની દશમી રાત તે વોર ઈબિરામ કરીમભાઇએ કરવાની પેહેલ છે અને તે ન કરે તો બીજાએ કરવાની છુટ સમજવી.

૨ રમજાનની તા. ૨૨ મીને રાતે ત્રેવીશમીનું ખરચ નીયાજ

વોરા બોદલભાઇ નુરભાઇ કરે તે શા. ૧૯૫૫ ની શાલ કરે અને સંવત ૧૯૫૬ ની શાલ ત્રેવીશમી રાતનું જમણુ રમજાન મહીનામાં ગમે તેનુ તે કરે તેને છુટ છે પણુ જે શાલ એકી રકમ આવે તે શાલ બોદલ નુર- ભાઇની નીયાજ કરવાની પહેલ મુકરર કરવામાં આવે છે.

૩ તા. ૧૮ મી ગદીનું ખરચ કમરૂદીન બગશુભાઈ કરે છે તેને કરવાની પેહેલ રાખવામાં આવી છે તે તારીખે કમરૂદીન ન કરે તો બીજાને છુટ સમજવી.

૪ તા૦ ૧૦ મી મોહોરમ ખીચડાની જુમાત અમીજી અલાબખશ ની દુકાનના ભાડામાંથી ચાલુ શાલ થયા કરે છે તેપ્રમાણે કાયમ રાખવામાં આવે છે.

૮ કોઇ મોમીનભાઇ યા બાઇ ગુજરી જાય અને નાતીલા તરફથી પંચ હુકની રકમ મુકરર કરવા નીમાઇ તેને મુલા નીચે મુજબ સોગંન આપી હુક બોલવા કહે તે સોગન નામુ નીચે મુજબ ફાતીયા પડનાર મુલા તેજ વખત આપે.

॥ હુક બોલવા ઊઠનાર ભાઇઓ તમારા અને સેયદના દરમી
॥ યાન ખુદાને હાજર જાણી મરનારને માટે વાજબી હુક તેના
॥ ગજામાફક બોલે જો તેમાં તમો તમારૂં વલણુ તરફીન યા
॥ વિરૂધ ચાલવિગેરે વાજબી બોલશો તો તમારા દરમીયાન ખુદા છે

તયારે પછી પંચ ઊઠી હુક બોલે તે કબુલ રાખવો અને આપી દેવો તે બાબત કદી તકરાર અગર મન નદુખાય તેમ હુમશા વાજબી હુક બોલાવો.

૯ આ દસતાવેજમાં ઠેરાવ અમો હાજર રહેલા સહીઓ કરીએ છીએ તે અમારે તમામ નાના મોટાને કબુલ મંજુર છે તે અમો આ નીચે પંજેતન ના સોગન ખાઇને લખીએ છીએ કે અમારે કોઇ જાતે ઊજરકરી હુવેથી કંઇ

પણ ફીશાદ કરવો નથી તેમ અહીં ઇશબ રાજભાઇ તથા કરીમ ખાનભાઇ તથા હુશન બોદલ તથા કમરૂદીન બખશુભાઇ હાજર નથી તેને ઊજરકરવા શલાહુદેવી નથી અને તેઊજર કરે તો પણ અમારે તે કબુલ મંજુર છે ઊપર માં તમામ સરત અમો પંજેતને પાકના શોગન ખાઇ લખીએ છીયે કે બરોબર પાલીશુ અને ન પાલી આપીએ તો સરકારે આલી હુકમ કરશે તે કબુલ મંજુર છે.

૧૦ ઇશબ રાજભાઇ તથા કમરૂદીન બખશુભાઇ ગેર હાજર છે તે તરફની કબુલાત ઇશબભાઇની સલેમાન રાજભાઇ તથા કમરૂદીન બખશુ ભાઈની મંજુરી મુ. નુરભાઈ ઇસિમાલ ઊપર લખીત આપી છે તે બને જવાબદાર છે ઉપર લખયો ઠેરાવ અમોએ અમારી રાજી ખુશી થી કીધું છે તે અમારે કબુલ મંજુર છે શા. ૧૯૫૫ ના ફાગણ શુદ ૫ તા. ૫ જીલકાદ ૧૩૧૬ હીજરી દા. વોરા કરીમ રાજભાઇ તે જમાતના કહેવઃ થી.

૧ મુલ્લા મહમદ મુલ્લા હકીમજીની
શઇ દા પોતે.

૧ વોરા સુલેમાનજી રાજભાઇની શઇ
દા. પોતે.

૧ વોરા ઇસિમાલજી ભાઇ જીવણની
દા. શુલેમાનજીભાઇ.

૧ વોરા કાદરબાઇ કરીમભાઇની શઇ
દા. પોતે.

૧ અલીભાઇ બોદલભાઈની શઇ દા. પોતે.

૧ વોરા અલીભાઇ જીવાજીની શઇ
દા. પોતે.

૧ મુલ્લા નુરભાઇ ઇશમાલજીની શઇ
દા. પોતે.

૧ આદમજી ખાનભાઇની શઇ દા. પોતે.

૧ કમરૂદીન અલાબખશની શઇ દા. મુલ્લા નુરભાઇ ઇસમાલજી તે તમારા કાગલથી.

૧ વોરા મહમદ કાદીભાઇ.

૧ વોરા હકીમ જીવાજીની શહી દા. વોરા અલીભાઇ જીવાજી.

૧ شیخ حسن علی ملاعبدالعلی

۱ علی ابن نوربہائي ممبئی والا

૧ લાં. અદમજી પીરભાઇ.



# કેશ નંબર ૩૧ મો.

મે ભાઇસાહેબ અબદેઅલી ભાઇસાહેબ તથા જમાતના પંચ શેઠ ધોરાજીના આમીલ મીયાંસાહેબ હશનભાઇ મુલ્લાં અબદુલઅલી શેઠ આદમજી પીરભાઇ સમક્ષ જોગ લાં. અમો ધોરાજીની નવી મસજીદ જમાતના નીચે સહી કરનાર તકરાર વાલાઓ આપ સાહેબને લખી આપી બંધાઇએ છીએ કે સાહેબે અમારા નવી મસજીદમાં દેલાહ બાબત તથા મસજીદમાં જે કાંઈ ખામી અગર સુધારો કરવા બાબત આપ પંચને અમો સુપરદી આપીએ છીએ અને તે તમો તપાશી અમારે જે ફેરફાર દેલાહમાં હોજમાં સહેનમાં હરકોઈ બાબતમાં જે કાંઇ કરવો પડે તે કરજો તેમાં અમે કોઇ કાંઈ જાતની હરકત કરશું નહી તે બાબત પંચને કુલ મુખ્યે તયારી આપીએ છીએ તે જે કાંઈ ફેરફાર કરવા ઠેરાવ કરશે તે અમારે કબુલ મંજુર છે તે આડે અમે આવશું તે બદલ અમોએ આ નીચે વાંચીને આમારી શહી કરી છે.

તા. ૫ મી જીલકાદ સને ૧૩૧૬ હીજરી.

શા. ૧૯૫૫ ના ફાગણ શુદ ૫.

તથા તોડાવવાની રૂએ હાલની મસજીદનાં કામ ઇમારત ઈમલો તેમાં તમો તમારી મેલે પાડીને ફેરફાર કરી ચણજો આબાદ કરજો યા ગમે તે વખતે કરવા મુખતીયાર છે.

તા. ૫ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

૧ વોરા મુશાજી નથુભાઇની શહી.
ધણીના કહેવાથી વોરા મુસાજી અલીજી.
૧ વોરા અલાદીન વલીજીની શહી.
ધણીના કહેવાથી દા. વોરા મુસાજી અલીજી.
૧ અમીજી મુશાજીની શહી દા. પોતે.
૧ ખાનભાઇ મુશાજીની શહી ધણીના કહેવાથી.
વોરા મુશાજી અલીજી અમરેલીવાલા.

૧ અલીભાઇ જીવાજીની શહી દા. પોતે.
૧ ઇભરામજી જાફરજીની શહી દા. પોતે.
૧ વોરા વલીજી અબદલની શહી દા. પોતે.
૧ વોરા જાફરઅલી ઇશુફજીની શહી દા. પોતે.

ઉપરની મંજુરી ઉપરથી તા. ૬ જીલકાદ સને ૧૩૧૬ હીજરી નીચે પંચના તમામ સાહેબો નવી શસજીદમાં જઇ મરદની મસજીદ તથા ઓરતની મસજીદ તથા બંને મસજીદના કંમપાઊંડ અંગોલીયા દીવાલ બારી બારણા દાલાણ ચલાણ વાવની નાલના રસ્તા જોઇ તપાશી કોઇ રીતે સગવડ તથા સારૂં થાય તેમ તે તરફ વલણ રાખી નકી વીચાર કરતાં સદરહુ મસજીદના કંમપાંઊંડ તથા હોજ તથા અંગોલીયાના ભાગમાં નીચે મુજબ ફેરફાર કરવા મુકરર કર્યો છે.

## ઠેરાવ.

૧ મસજીદના કમપાંઊંડમાં બઇરો તથા મરદની મસજીદ વચે જે દીવાલમાં બારણું છે ત્યાં મરદના વાશતે હોજ કરવાની છે જેથી બંધ કરવામાં આવે છે.

૨ કમપાઊંડમાં જે ત્રણ તાકા અને બાહારવાલી દીવાલ અંદરમાં જેટલું કમપાઊંડ છે તેમા સામેની એટલે ઊગમણી દીવાલ ઊતર દક્ષણની લાંબી પડેલી છે તે ઊપર બહાર ઊગમણી તરફ નેવાં નાંખીને અંગો-લીયાં પાંચ અને પાંચ અગર છે તો જેટલા થાય તેટલા કરવા અને ઉગમની તરફ દાલાણ નાખવાછે.

૩ હાલ જે મરદ તથા બઇરોની મસજીદ વચ્ચે દીવાલ છે ત્યાંથી દક્ષીણ તરફ નવ પુટ પોહોલી તથા મસજીદના ટોડાથી ૪ પુટ જગો રાખી ૧૨ પુટ લાંબી ઉગમણી તરફ હોજ મરદ માટે કરવા ઠેરાવીએ છીએ.

૪ જુની સીડી સાબીત રાખી તે નીચે કંમપાંઊંડ ૬ પુટ પે-હોલો અને ૮ પુટ લાંબો એવી હોજ કરવી મુકરર કરીએ છીએ તે બઇરો ને માટે તે મસજીદની દીવાલથી ત્રણ પુટ ઊગમણી તરફ ૮

પુટ લેવી અને ઊતર દક્ષીણ છ ફુટ પહોલી કરવી તે વચ્ચે ની દીવાલ થી શરૂ કરી છ પુટ પોહુલી કરવી.

૫ બઇરોની મસજીદમાં અંગોલીઆં કરવાં તે બઇરો ની મસજીદ નું ઊગમણી તરફનું બારણુ તેની પાશે હાલ એક મોટુ અંગોલીયુ છે ત્યાં અંગોલયા બે અથવા ત્રણ જેટલાં થાય તેટલાં કરવા છે તે વાવની તરફ કરવા નથી.

૬ વાવ ની નાલ બંને તરફની બંધ કરી બારણું બારસાક મુકી તેને કમાડ કરી તાલા દેવાછે.

૭ બઇરો ની મસજીદમાં બંને તરફના રસતા કાયમછે તે પુર્વ તરફ કબરસ્તાન તરફનુ બારણું કાયમ છે અને આથમણી તરફ શાહ રસતા ઊપરનું બારણુ બઇરોની મજીસદમાં છે તે પણ ચાલુ રાખવા ઠેરાવીએ છીએ અને આથમણી તરફનું બારણું જે બઇરો ને ચાલવાનુ છે તેનો ઇ મલો તથા બાર બાર સાગ જુના છે તે સુધારો કરી નવા કરવા છે ઊપરના બઇરોની મસજીદમાં બંને રસતા ખાશ બઇરોને નીમાજ પઢવા જવા અવવાં માટે ખુલા રાખા છે તે સીવાય બીજા કામને માટે ચાલ ચલણ કરવા ખુલ્લા સમજવા નહી.

૮ વાવની નાલ બંધ કરયા પછી વાવ ઊપર બઇરો તથા મરદની મસજીદના ભાગ માટે રેંટ સગવડ પડતી જગોએ મુકવામાં આવશે.

૯ ઊપરમાં અમોએ જે જે જગોએ હોઝો મુકરર કરીછે તથા અંગોલીઆ કરવા ઠેરાવ્યું છે તથા બારણા બંધ કરવા તથા નલ બંધ કરવા તથા રેંટ મુંકવા ઠેરાવ્યું છે તથા કેટલું કામ સુધારવુ તથા વધારવું તે તમામ કામની વાકેફગારી મીયાં સાહેબ હશન ભાઇ મુલ્લાં અબદુલઅલી તથા મીયાં સાહેબ અલીભાઇ નુરભાઇ કાપડવાલાને કરી છે તે ઊપરનો બાંધકામ થતી વખત કામ કરનાર મિસતરી કડીઆ મુકાદમ વીગેરેને બતાવશે તે પ્રમાણે થશે તેમાં કોઇ જમાતવાલા એ અડે આવવું નહીં.

૧૦ ઉપરના બાંધ કામમાં શેઠ આદમજી પીરભાઇ રૂપીઆ ૨૫૧

ખશો એકાવન આપે છે અને ઇસટીમેટ કરાવતા તેથી વધારે જોઇએ છે તેને માટે પંચના નીચે સહી કરનાર બીજા વીચાર કરશે અને હાલ ઉપરનુ કામ ઊપરના રૂ ૨૫૧ શેઠ આદમજી પીરભાઇ પાશેથી લઇ શરૂ કરવું ઠેરાવીએ છીએ.

૧૧ જુના અંગોલીઆં ચાર છે તેમાંથી ત્રણ અંગોલીઆં કાઢી નાખવાના છેઅને તમાં એક અંગોલીયુ સંડાશ માટે કાયમ રાખી તેમાં સુધારો વધારો કરી ઉપર નીચે સંડાશમાં વપરાય તેમાં એક અંગોલીઊ કાયમ રાખી સુધારો વધારો કરવો છે તથા આમીલની જૂના ઊતારાની દાદર છે તે ઉપર કઠેરો કરવો છે.

ઊપર મુજબ ઠેરાવ કરીયે છીએ શા. ૧૯૫૫ ના ફાગણુ શુદ ૬ તા. ૬ જીલકાદ શને ૧૩૧૬ હીજરી દા. વોરા કરીમજી રાજ ભાઇ તે નીચે પંચ સહી કરનાર સાહેબોના કહેવાથી.

شیخ حسن علی ملا عبد العلی ૧

علی ابن نور بہائی ممبئی والا ૧

૧ મુલ્લાં અલાદીન થાવરભાઈની શહી રહેવાશી ગોંડલવાલા દા. પોતે.

૧ ઇસમાલજી કરીમજી કચ્છી અંજારવાલાની શહી દા. પોતે.

૧ મુલ્લાં જીવાજી મુલા ઇશાજીની શહી જામનગરવાલા દા. પોતે.

૧ મુલ્લા તઇયબઅલી મુલ્લા રહેમાનજીની શહી દા. પોતે.

૧ મુલ્લા ગુલામહુશેન મુલ્લા જીવણુજી જામનગરવાલાની શહી દા. પોતે.

૧ મુલ્લા જીવાજી આમદભાઇ કારાવડવાલાની શહી.

૧ અબદુલઅલી આદમજીની શહી રહેવાશી જામનગરવાલા અતરીયા.

૧ મુલ્લા અબદુલ રાજભાઇ જશદાવાલાની શહી.
૧ મામુજી મુશાજીની શહી રહેવાસી કોટડા સીંધીપણાની શહી.
૧ મુલ્લા ઇસમાલજી અલીભાઈ વીચીયાવાલાની શહી.
૧ કરીમજી રાજભાઇ રાણપુર ભેસાણીવાલાની શહી દા. પોતે.
૧ વોરા અબદલઅલી હશનઅલી વીચીઆની શહી દા. પોતે.
૧ વોરા હકીમભાઇ નથુભાઇની શહી દા પોતે મહુવાવાલા.
૧ ભાઇ હાશનભાઇ શુલેમાનજીની શહી દા. પોતે જામનગરવાલા.
૧ નથુભાઈ મામુજીની શહી દા. પોતે જેતપુરવાલા.
૧ મહમદઅલી મુશાજીની શહી દા. નથુભાઇ ધણીના કેવાથી કરી છે.
૧ અલીભાઇ મુલ્લા રેમાનજી પોરબંદર વાલાની શહી.
૧ મુલ્લા કાદરભાઇ કરીમજી જોડીયાવાલાની શહી.
૧ મહમદઅલી નુરભાઈ મુંબઇવાલા.
૧ દોશાજી મુલ્લા આદમજી ધરોલવાલાની શહી દા. પોતે.
૧ અલીભાઇ અમરભાઇની શહી કારવાડવાલા.
૧ વોરા અમીનજી કરીમભાઇની શહી દા. મુલ્લા જીવાજી આમદજી
૧ અલીભાઈ મુલ્લા જીવાજીની શહી દા પોતે.

عیسی جی ابن ملا رحمان جی ۱

૧૨ તાજે કલમ—જુના અંગોલીયાં પાશે મરદની મસજીદમાં જે દલાણ છે તે તથા વાકેલા કાંઠા ઉપર સરચોન દલાણ ખુલ્લું સમજવું.

૧૩ તપાશ કરતાં નવી મસજીદ ખાતાનું આજશુધીનો કરજ રૂા ૨૮૯)ના નીચે આસામી વારનું છે.

૬૨ાા ના વોરા મુશાજી નથુભાઈ.
૨૨૬ાા વોરા અલીભાઇ જીવાજી.

ઉપર પ્રમાણે નીકલ્યું તેનો ઠેરાવ જે રૂપીઆ મસજીદની લેણાની ઉગરાણી છે તેમાંથી પરથમ દરાત્ના મુશાજી નથુભાઇને પરથમ વશુલ.

ઘોરાજીની નવી મસજીદનો ઠેરાવ જમાતનો કીધો તેની નોંધ છે ઠેરાવ જમાત કુલને ભેગીકરી સંભલાવવો તે બદલ આગેવાનો ઘોરાજીની નીચે શહીઓછે.

૧ વોરા અમીજી મુશાજીની શહી દા. પોતે.

૧ વોરા ખાનભાઇ મુશાજીની શહી ધણીના કહેવાથી દા. મુશાજી અલીજી અમરેલીવાલા.

૧ વોરા મુશાજી નથુભાઈની શહી ધણીના કહેવાથી દા. વોરા મુશાજી અલીજી અમરેલીવાલા.

૧ વોરા અલાદીન વલીજીની શહી ધણીના કહેવાથી વોરા મુશાજી અલીજી.

૧ વોરા અલીભાઇ જીવાજીની શહી દા. પોતે.

૧ ઇભરામજી જાફરજીની શહી દા. પોતે.

૧ જાફરઅલી ઇશબજીની શહી દા. પોતે.

૧ વલીજી અબદુલાની શહી દા. પોતે.

## શેરો.

ઊપલો ઠેરાવ તમામ નવી મસજીદની ભેગી કરી સંભલાવવામાં આવ્યો છે અને શહી ઉપરમાં આગેવાનોની લેવામાં આવી છે રૂબરૂ.

તા. ૬ જીલકાદ સને ૧૩૧૯ હીજરીનું લેણું રહે તે ચુકતે આમદાનીમાંથી ભરાય રહ્યા પછી નવી મસજીદની જમાતની જે ઉપજ આવે તે નીચે પ્રમાણે વસુલ લેય.

શيخ حسن علی ملا عبد العلی ૧

علی ابن نور بهائی ممبئی والا ૧

૧ અલીભાઇ જીવાજી તરફવાલા જમાતવાલા સાહેબોની જે આમદાની આવે તે અલીભાઇ જીવાજી તથા અભરામજી જાફરજી એ બંનેની મુખતયારથી સંભાલે તેમાં બીજાએ તકરાર કરવી નહીં.

૨ ચમાલીપા વાલાની તરફની જમાતની જે આમદાની આવે તે ઊપરનુ કરજ ભરા બાદ ઈશુફ બખશુ તથા અમીજી મુશાજી સંભાલે તેમાં બીજો કોઇ જમાત વાલા વચમાં આવે નહી.

૩ મસજીદના ભાડા વીગેરે બાબતની આમદાની આવે તે અલીભાઇ આદમજી મારફત બજારમાં શાહુકાર ને ત્યાં ભરણું થાય અને ખરચનોઉપાડ પણ સરાફને ત્યાંથી અલીભાઇ આદમજી મારફત થાય તેમાં બંને તફાવતવાલા એ બીલકુલ પંચમાં આવવું નહીં ઊપરની પહેલી બીજી તથા ત્રીજી કલમ ઊપર સંભલાવવા બાબત લખી છે તે જુનું ખરચ મુશાજી નથુભાઇ તથા અલી ભાઇ જીવાજીનુ ભરાઇ રહે તયાર પછી તે પ્રમાણે ભરણુ જુદુ જુદુ સંભાલે તે ૩ પણ ઊપરનું કરજ ભરતાં શુધી જે આમદાની આવે તે જમાતની તથા મસજીદની દુકાનના ભાડાની વગેરે કુલ કરજમાં ભરાય ઊપરના રૂપીઆ ન ભરાય ત્યાંથી વોરા અલીભાઈ જીવાજીને વ્યાજ ટકા ૭।।। લખે અપવું છે મીતી શં. ૧૯૫૫ ના ફાગણ શુદ ૬ તા. ૭ટી જીલકાદ શને ૧૩૧૬ હીજરી દા. વોરા કરીમ રાજભાઇ તે શહી કરનારના કહેવાથી.

ઊપરની કલમ ૧૩ મી પંચ ફરીવાર વીચાર કરી રદ કરી નાખે છે તે અમલમાં લેવાય છે નહી જેથી તેરમી કલમ નીચે ફરી લખી છે.
૧૩ બને તરફના જુદા જુદા છે તેઓ એકજ જથે રહી એમ ઠેરાવીયે છીએ અને જમાતના કામમાં તથા મસજીદના કામમાં તથા આમદાનીના કામમાં તથા ખરચમાં ભેગા રહે જુદા પડે નહી.

૧૪ નવી મસજીદ ખાતે જમાતની કુલ આમદાની આવે તે તમામની વસુલાત કરવાની શતા અલીભાઇ આદમજીને આપીએ છીએ માટે હવેથી જમાતના નીકાની અગર ગમે તે બાબત જે ઊપજ આવે

યા મસજીદની દુકાનંનું ભાડું યા બીજી જે કાંઇ પેદાશ આવે તે તમામ વસુલ લેવા અલીભાઈ આદમજીને મુકરર કરીએ છીએ અને જે ઊપજ આવે તે નવી મસજીદ ઉપર કરજ રૂ ૨૦૯)ના છે તેમાં અલીભાઇ આદમજી ભરે તે પરથમ રૂ ૬૨ાા )ના મુશાજી નથુ ભાઇને આપે તેનુ કરજ ભર્યા બાદ વોરા અલીભાઇ જીવાજીને આપે તે કુલ કરજ ભરાયા બાદ ઊપજનું ભરણું સારા સાહુકાર સરાફની દુકાને જમે થાય અને જે ખરચ થાય તે ભરણાદારને તયાંથી ઉપડે એ પ્રમાણે તમામ જમાતને આમદાની તથા ખરચનો વહીવટ અલીભાઇ આદમજી તેની મુખતયારીથી કરે એમ પંચ મુકરર કરીએ છીએ અને મસજીદમાં મરામત તથા આવદી કામ નવું અગર દુરસ્ત કરવું તથા ઉપરમાં હોજ અંગોલીયા વીગેરે કરાવવું છે તેના ખરચ કરવાની તથા કામ તયાર કરાવવાની મુખત્યાર અલીભાઈ આદમજીને મુકરર કરીએ છીએ ઊપર મુજબ ઠેરાવ કરીએ છીએ તા સદર

દા. વોરા કરીમ રાજભાઇ તે પંચના
કહેવાથી.

૧ شیخ حسن علی ابن ملا عبدالعلی

૧ علی ابن نوربہائی ممبئی والا

૧ عیسی ابن ملا رحمٰن جی

૧ મુલ્લા અલાદીન થાવરભાઇની શહી રહેવાશી ગોનડલના.

૧ મુલ્લા ઇસમાલજી કરીમજીની શહી દા. પોતે અંજારવાલા.

૧ મુલ્લા જીવાજી મુલ્લા ઇશાજી જામનગરવાલાની શહી દા. પોતે.

૧ મુલ્લા તઇયબઅલી મુલ્લા

૧ અબદુલઅલી આદમજીની શહી જામનગરવાલા.

૧ મુલ્લા કાદરભાઇ કરીમજીની શહી જોડીયાવાલા દા. પોતે.

૧ વોરા હકીમભાઈ નથુભાઇની શહી દા. પોતે મહુવાબંદરવાલા

મુલ્લા ઇશમાલજી અલીભાઇ વીંછીઆવાલાની શહી.

અબદુલઅલી હશનઅલીની શહી વીંછીઆવાલા.

મુલ્લા જીવાજી આમદભાઈ કારાવડવાલાની શહી.

મહમદઅલી નુરભાઈ મુંબઇવાલાની શહી.

વોરા હશનભાઇ સુલેમાનજી જામનગરવાલાની શહી.

વોરા દોશાજી મુલ્લા આદમજી ધરોલવાલાની શહી.

મુલ્લા ગુલામહુશેન મુલ્લાં જીવણજી જામનગરવાલાની શહી દા. પોતે.

નથુભાઈ મામુજી જેતપુરવાલાની શહી દા. પોતે.

મહમદઅલી મુશાજીની શહી દા. મુશાભાઇ ધણીના કહેવાથી.



## કેશ નંબર ૩૨ મો.

| | |
|---|---|
| અમીજી આદમજી રે. ચુડા | અરજદાર |
| કીકાભાઇ કરીમજી રે. બરવાલા | શામીવાલા |

### તકરાર.

મારા દીકરા અલીભાઇનું સગપણ શામીવાલાની દીકરી ખતીજા વેરે કરેલું છે તે તોડી બીજે સ પણ કરી મારૂં પ્રથમનું સગપણ કાયમ કરવા બાબત.

૧ શામીવાલાને તાર કર્યો પણ આવ્યો નહીં.

૨ આ બાબત ધંધુકાના આમીલ તરફ લખવુ કે શામીવાલા કીકાભાઇ કરીમજી તરફ તાર કરતાં તે હાજર થયો નથી માટે શદરહું કીકાભાઇની દીકરીનું બીજીવાર બરવાલામાં અબદલ આમદ પાણવી વાલાને ત્યાં શગપણ કર્યું છે તે વાજબી નથી માટે આ કામની સફાઇ થતાં સુધી સદરહું કીકાભાઇ તેની દીકરી ખતીજાના કોઇપણ ઠેકાણે નીકા કરે તો તમારે થવા દેવા નહીં અટકાવી રાખવા ઉપર મુજબ અમો ભાઇસાહેબ અબદેઅલી શાહેબના હુકમથી તમોને લખીએ છીએ માટે તમારે બરાબર અમલ કરવો આ કામ હાલ મુલતવી એમ અરજદારોને ખબર આપી.

તા૦ ૬ જીલકાદ ૧૩૧૬ હીજરી

૧ વોરા અમીજી આદમજી શહી દા. પોતે
૧ شیخ حسن علی ملا عبد العلی
૧ علی ابن نوربہائی ممبئی والا

તા૦ ૯ જીલકાદ ૧૩૧૬ આજ રોજ બરવાલા કીકાભાઇ કરીમજી એવણે તે તકરાર શામે હાજર થઇ નવા ધારા મુજબ જે હુકમ કરે તે પ્રમાણે હકીકત શાંભલી ઇનશાફ આપવા અરજ કરી પણ પંચના

માણુસો હાલ નથી જેથી બીજી વખત તારીખ નેમી કામના માણુસોને બોલાવી ઇનસાફ આપવા ઊપર મુલતવી તા. સદર.

ઊપરના ખબર પક્ષકારોને બતાવયા.

તા. ૭ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ વોરા કીકાભાઇ કરીમજીની શહી.

شیخ حسن علی ملا عبدالعلی ۱

علی ابن نور بہائی عمبئی والا ۱



## કેશ નંબર ૩૩ મો.

વીછીઆની જમાત } અરજદાર

### અરજની મતલબ એવો છે કે

ધારાનો અમલ જમાતની લાગત બાબત બાહાર પડયો છે તે અમારા ઊપર કરજ સબબ તેવો ધારો હાલ કરજ ભરાતાં સુધી અમોને લાગુ નહીં કરો અમારો જુનો ધારો ચાલુ રૈવા દેવા બાબત અને કરજ ભરાયા પછી નવો ધારો ચાલુ કરશો વિગેરે બાબત.

### ઠેરાવ.

ધારો પસાર થયો છે તેમાં કશો ફેરફાર થઇ શકે નહીં એમ અરજદારે સમજવું પણ તમારૂં કરજ મશજીદ બાબત છે તો બીજી રીતે રસતો લેવો અગર કરજમાંથી મુકત થવા સમજવું એમ અરજ દારને ખબર દેવી.

તા૦ ૬ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ મુલ્લા ઈશમાલજી અલીભાઇની શહી દા. પોતે.

૧ અબદુલઅલી હશનઅલીની શહી દા. પોતે.

૧ شیخ حسن علی ابن ملا عبدالعلی

૧ علی ابن نوربھائی ممبئی والا



# કેશ નંબર ૩૪ મો.

| | |
|---|---|
| ઇબરામજી અલીભાઇ હા. મુશાજી અલીભાઇ | અરજદાર. |
| ગાદકડાની જમાત. | સામીવાલા. |

## તકરારની બાબત.

ઇભરામજી અલીભાઇને નજીવી તેલનો દંડ આપવાની કસુર બદલ જમાતવાલા જમણુથી તથા ગામમાં આવે તો ઉતારાથી પણ અલગ કરે છે તેનો ખુલાશો થવા બાબત હા. મુશાજી અલીજી અરજદારની અરજ શાંભલતાં જમાતથી તેલ હલકી કશુર માટે આવો શખી રસ્તો લેવો ઘટતો નથી અને કશુર માટે દરગુજર કરવા માંગતા તેની કશુર માફ કરવામાં આવે છે જેથી જમાત ગાદકડાની તરફ કાગલ લખી મુશાજીને દેવામાં આવ્યું કે.

૧ ઇભરામજી અલીભાઇ ગાદકડાવાલા જે હાલ અમરેલી રેહે છે તે માલ વેચવા અગર બીજા કામો ગાદકડે આવેછે ત્યારે ત્યાં જમાતમાં જમણ હોય તો જમવા દેતા નથી તથા આપણા ભાઇયોમાં ઉતારો કરવા નહીં દેતા બીજા અવરલોકને ત્યાં ઉતારો કરે છે આ રીત બહુ ખોટી છે કદી તે ઇભરામજી અલીભાઇ કાંઇ ત્યાંની જમાતની કશુરમાં હોય તો તે કશુર અહીં પંચની મીટીંગ તેને માફ કરે છે માટે તમારે જમાત હરકત નહીં કરતાં સો મોમીન સરખા સમજવા આ કાગલનો અમલ કરવો.

તા. ૯ જીલકાદ ૧૩૧૯ હીજરી.

૧ વોરા મુશાજી અલીભાઇની શાઈ દા. પોતે ઉપર પ્રમાણે હકીકત જાહેર કરી છે.

# કેશ નંબર ૩૫ મો

| | |
|---|---|
| વોરા આદમ અમરભાઇ ઘોઘારી તથા હકીમ અમરભાઇ તથા કાદી તથા નુરભાઇ અમરભાઇ વિગેરે રે. ધોરાજી | અરજદાર. |
| વોરા જીવાજી દોશા તથા જાફર દોશા તથા લતીબ દોશા ઘોઘારી રેવાશી ધોરાજી. | સામીવાલા. |

## તકરારની બાબત એવી કે શહી.

અરજદારોએ શામીવાલા જીવાજી દોશાને માર માથામા મારેલો તેની ફરીઆદ ધોરાજીની અદાલતમાં જીવાજી દોસાજીએ કરેલી અને તે ઇસ્પતાલમાં દવા કરેલી છે તેની પાશેથી રાજીનામું લેવરાવી કોરટમાંથી કેશ ટુંકો કરાવી આપવા બાબત.

સદરહું અરજદારની અરજ ઉપરથી શામીવાલાને તેડાવ્યા અને બંને વચે હમેશા શમાધાની રેહેવા ખાતર શમજુતી આપતાં બંને જણુ સમજીને પંચને મુનસફી આપી પંચને લખી આપ્યું તા. ૭ જીલકાદ ૧૩૧૯ હીજરી જે ઉપરથી પંચે તુરત બંનેની હકીકત તથા બીજા પુરાવા શાંભલી નીચે મુજબ ઠેરાવ કર્યો તા. ૭ તે ઠેરાવ નીચે મુજબ છે.

## ઠેરાવ.

૧ અરજદારમાના કાદી તથા હકીમ તથા નુરભાઇ એ ત્રણને ગુનેગાર ઠરાવીએ છીએ અને અદમજીની કશુર માલમ પડતી નથી.

૨ ગુનેગારોએ જીવાજી દોશાને શબ્દ મારમારી શરીરના મુખ્ય અવ્યયોને તેમાં હાથને કામકાજ કરી ગુજરાન ચલાવામાં ખામી લાવી દીધી છે વલી તેને આરામથી તાં જેટલા વખત લાગે તેની નુકશાની બદલ તથા આરામ થયા પછી કામમા અડચણ આવે એ નુકશાની બદલ ગુનેગારો કાદી અમરભાઇ તથા હકીમ અમરભાઇ તથા નુરભાઇ અમરભાઈ

રૂ. ૨૦ ની રકમ જીવાજી દોશાને આપે અને જીવાજી દોશાને જે વ-
કીલ વગેરે ખોરાકી સુધાં ખરચ થયું હોય તેનો પણ એમાં શમાવેશ
કરવામાં આવે છે.

૩ હવે પછી તેઓ ભાયાત છે અને એક બીજા તરફ વિરૂધ લા
ગણી નહીં રાખી શમાધાનીથી વરતે એમ ઠરાવીએ છીએ અને તે
લાગણી કાયમ રાખી જીવાજી દોશાજી અગર તેના ભાઇ લતીબ તથા
જાફર દોશાજીએ ત્રણુમાના કોઇ કજીઓ કરશે યા કરવાનું જાહેર કર
શે તો જામીન લેવાં તથા તે રકમ તેની પાશેથી પાછી લેવી પંચ મુખ-
તયાર છે મીતી શવંત ૧૯૫૫ ફાગણુ શુદ ૭ તા૦ ૭ જીલકાદ સને
૧૩૧૬ હીજરી અને તે બાબત બંને પક્ષવાલા અરશપરશ કજીઓ
નહીં કરે તે તથા મન દુઃખ થાય તે મન બોલે એવા મુચરકા લીધા
માં આવશે તા સદર.

شیخ حسن علی ابن ملا عبدالعلی ۱
علی ابن نوربهائی ممبئی والا ۱
મુલ્લા અલાદીન થાવરભાઇની શહી
દા. પોતે.

શેઠ આદમજી પીરભાઇ તથા શેઠ મુલા અલાદીનભાઈ મુલા થાવર
ભાઇ પર જોગ લી૦ અમીજી મુશાજી ધોરાજીવાલા જત મીઠાઇવાલા
આદમજી તથા હકીમજી તથા જીવાજી તથા નુરભાઈ વિગેરે ચાર ભાઇ
ઓએ જીવાજી દોશાભાઇને માર માર્યો બાબત આપે પંચ જે ઠેરાવ
કરો અને જે કાંઇ કરવાનું કહો તે ઊપરના કરશે અને આપશે તેમ
કરવામાં ઊજર કરશે નહીં ઊજર કરે તો હું કરાવી આપીશ તથા તો-
મતદારો ચારે મિઠાઈવાલાની વતી જે રકમ મુકરર કરશે તે એકથી
હજાર સુધી હું ઘર ઘરાઊ આપીશ બીન ઊજર તુરત જે વખતે કેશો

તે વખતે તુરત આપીશ શા. ૧૯૫૫ ફાગણ શુદ ૭ તા. ૭ જીલકાદ સને ૧૩૧૬ હીજરી

દા. વોરા કરીમ રાજભાઇ તે અમીજી મુશાજીના કેવાથી.
વોરા અમીજી મુશાજીની શહી દા. પોતે.

અમો જમાતના આગેવાન પંચ શમક્ષ નીચે શહી કરનાર લખી આપીએ છીએ કે અમારા ભાયાત આદમજી તથા કાદી તથા હકીમ તથા નુરભાઈ મિઠાઇવાલા શાથે તકરાર થઇ હતી તેનું આપે શમાધાન કર્યું તે ઠેરાવ અમારે કબુલ મંજુર છે. અને તે વિરૂધ વરતી અમો તેની શાથે વિરૂધ બોલીએ મેણું ઠેણું અગર ગાલાગાલી આપીએ અગર માર કુટ કાંઇ કરશું તો ઠેરાવ મુજબ હાજર રેશું એટલે રૂ. ૨૦ પાછા આપશું તથા આપ પંચને શિવાય અમારી કશુર માટે જે દંડ અગર બીજો જે હુકમ કરશો તે કબુલ છે આ દસ્તાવેજ અમો અમારી રાજી ખુશીથી લખી આપીએ છીએ.

તા. ૮ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ વોરા જાફર દોશાજી શાઇ દા. ઇશુફઅલી નુરભાઇ જાફર દોશાના કેવાથી.

૧ વોરા જીવાજી દોશાજી શાઇ દા. અબદલા ઇભરામ તેના કેવાથી.

૧ વોરા લતીબજી દોશાજી દા. કીકાભાઇના ધણીના કેવાથી.

અમો જમાતના આગેવાન પંચ શમક્ષ જોગ અમો નીચે શહી કરનાર લખી આપીએ છીએ કે અમારા ભાયાત જીવાજી દોશાજી તથા જાફર દોશાજી તથા લતીબ દોશાજી શાથે તકરાર થઇ હતી તેનું આપે શમાધાન કર્યું છે તે ઠેરાવ અમારે કબુલ મંજુર છે અને તે વીરૂધ વરતી અમો તેની શાથે વિરૂધ બોલીએ મેણું ઠેણું અગર ગાલાગાલી આપીએ અગર મારકુટ કોઇ કરવું નહીં અને કરીએ તો ઠેરાવ પંચ અમારી કશુર

માટે જે મુકશે તે અમારે કબુલ છે આ દસ્તાવેજ અમો અમારી રાજી ખુશીથી લખી આપીએ છીએ.

તા. ૮ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ વોરા હકીમ અમરભાઈ દા. પોતે.

૧ વોરા કાદી અમરભાઇ દા. અભેચંદ ભવાન તે કાદીના કેવાથી.

૧ વોરા આદમજી અમરભાઇ દા. વાંકાનેરવાલા.

૧ વોરા હશનભાઇ મહુમદઅલી ધણીના કેવાથી.

## કેશ નંબર ૩૬ મો.

## વોરા તચબજી આદમજી લાઠી.

ધોરાજીથી લી૦ મીયાંસાહેબ હસનભાઇ મુલા અબદુલઅલી તથા મીયાંસાહેબ અલીભાઇ નુરભાઇના સલામ બાદ માલુમ થાએ જે તમો એ તમારી દીકરી રાજકોટના વોરા જીવાજી વેરે આપવી અને તમારા દીકરા વેરે જીવાજી તેના શાલાની દીકરી આપે તથા તમારા પ્રથમના ધરેણાં છોડાવી આપે એમ વાતચીત શામશામી કરેલી છે માટે તમારા દીકરાને પ્રથમ નીકા પડી આપે તો એક માશની અંદર તમારે ઠેરાવ પ્રમાણે ઘરેણું વિગેરે મુકાવી એક માશમાં નીકા પડી દેજો, નહીં તો તમારા બંને વચ્ચે શામશામી થયેલી વાત રદ શમજવી તા સદર. આ ખબર જીવાજી આદમજીને પણ ટપાલમાં આપવી તા સદર.

તા૦ ૭ જીલકાદ ૧૩૧૬ હીજરી ધોરાજી



# કેશ નંબર ૩૭ મો

કીકાભાઇ બુઢણજી રે૦ લાઠીવાલા } અરજદાર
વોરા અલીભાઇ આદમજી રે. ધોલેરાવાલા } શામીવાલા

તકરાર.

શગાઇ થઈ છે પણ શામીવાલો નીકા નથી કરતો તથા અરજદારની કન્યા મોટી થઈ વરશ ૧૯ ની છે માટે નીકા થાય તેવો હુકમ કરવા બાબત

૧ અરજદારે પોતે નીકા રાહારીતના રૂપીઆ લીધા વગર અથવા ગમે તેવી રીતે નીકા કરી આપવા કબુલાત આપી તે તેની અરજી નીચે શહી સાથની લેવામાં આવી.

તા૦ ૭ જીલકાદ સને ૧૩૧૮ હીજરી આ નીચે પણ શહી લેવી

૨ શામીવાલાને તારથી ખબર આપી તેડાવયો પણ બીમારીના શબબે લાચાર જેથી આવી શકો નહી અને ટપાલમા કાગલ કલમ ૨૨ લખી મોકલ્યો તેમાં લખે છે કે ધારો નવો છપાયો તે મુજબ ધોલેરામાં વીવા કરી આપે તો તયારછું અને શેઠ આદમજી પીરભાઇ તથા ભાઈશાહેબ અબદેઅલી ભાઈસાબ તથા મલેલા શાહેબ જે ફરમાવે તેમ વીવા કરવા તયારછું.

૩ ઉપર મુજબ અરજદારની અરજ તથા શામીવાલાનો કાગલ જોતાં બંને વચ્ચે વાંધો નથી જેથી ઠેરાવ કરવામાં આવે છે કે.

૪ શામીવાલા અલીભાઇ આદમજીને તાર કરી બોલાવયો તે આવ્યો નહીં. અને કાગલ લખો કે મને આંહી ઘોલેરે આવી નીકા કરી આપે વલી ધોરાજી આવી નીકા કરવાથી ધોલેરાની જમાત હરકત કરે વલી બીમારછું ઘરેણા કરી શકું તેમ નથી માટે મુદત મલવી જુઇએ વગેરે મતલબ લાંબી લખી આવી

## ઠેરાવ.

અલીભાઇ આદમજીને તાર ૨ થી તેડાવયો છતાં પણ આવ્યા નહિં અને છેવટથી લાંબા લાંબા કાગલ લખી પોતે પંચને કાંઇ ઠેરાવ કરે તે પ્રમાણે બંધાયલો છે અલીભાઇ આદમજી ની માંગણી ધોલેરે આવી નીકા કરી આપવાની નેવના પાણી મોભે ચઢવા જેવી છે કોઇ ઠેકાણે કનયાનો બાપ કનયાને તેડીને નીકા કરવા જાય નહીં વલી કીકાભાઇ બુઢણજીને ત્થા અલીભાઇ આદમજીને શમાધાની રહેવા ખાતર ધોરાજીમાં નીકા થવાનું મુકરર કરી તાર કરયો તો પણ આવયો નહીં કીકાભાઇ બુઢણજીની દીકરી મોટી થઇ છે જેથી ઠેરાવ કરીએ છીએ કે અલીભાઈ આદમજીએ આજથી ચાર માસમાં ઘરેણુ કપડા વિગેરે ન કરયા હોય તો કરવાં અને શાદી નવા ધારા મુજબ કરી લેવી ત્થા કીકાભાઇ બૂઢણજી એ પણ ચાર માશમાં જયારે આવે ત્યારે નવા ધારા મુજબ શાદી કરી આપવી અને ઘરેણું અલીભાઇ આદમજી એ શાદી પેહેલાં કરવું ઊપર મુજબ બંને માંથી જો કોઈ કશુર કરી નીકા નહીં કરેતો પંચ જે દંડ મુકરર કરશે તે શરકાર આલીને આપવો પડશે ત્થા ઉપરનુ સગપણ મુદત બાદ રદ કરવાને પંચ મુખત્યાર છે તેબાઇની ઉમર મોટી થઇ સબબ ઊપર મુજબ ઠેરાવ કરીએ છીએ તેની ખબર બંને પકક્ષાકરો ને રજીસટર થી આપવી તા૦ ૧૧ જીલકાદ શા ૧૩૧૯ હીજરી.

તાજે કલમ—અલીભાઇ આદમજી લખે છે કે ધારો પસાર થઇ ત્યાં આવ્યો નથી તથા ધોલેરાની જમાત હરકત કરે તેના જુવાબમાં ધારો તા. ૨ જીલકાદ ૧૩૧૯ હીજરી થી અમલમાં આવી તેના ઉપર મોર છાપ થઇ ગઈ છે તે છપાશે તે વખતે તમને પોંચશે તેમ કન્યા લાઠીમાં

રહે છે તે ઉપર ઘોલેશાની જમાતનો કાંઇ લાગો ટકો નીકા ઉપર હોય નહીં જેથી જમાતનું જે બાનું આપે છે તે ખોટું છે અને તે તમો આહી આવ્યા હોત તો ખુલાશો થઇ જાત તા. સદર.

شیخ حسن علی ملاعبد العلی ۱

علی ابن نور بهائی ممبئی والا ۱



## કેશ નંબર ૩૮ મો.

ધોરાજીના રહીશ કમરૂદ્દીન મુશાજી ઠે. ધાબલીયા શેરી | ફરીઆદી
ધોરાજીના રહીશ વલીજી અબદલ ઠે. ધાબલીયાશેરી | અરજદાર

શ્રી સરકારઆલી હુશતે મીયાસાબ હુશનભાઇ

## તકરારની બાબત.

પોરબંદરવાલા ભાઇજી કરીમભાઇની દીકરી બાઈ જીવીના નીકા આંહી ધોરાજીમાં મેંદરડાવાલા ઇશબજી જીણાભાઇ સાથે નીકા થયા તેમાં રૂ. ૧૦ શરકારી આમીલના લીધા છે પણ રૂ ૫ શરકારના તથા રૂ ૧ શલામનો જુમલે રૂ ૬ માંગે બાકી રૂ ૪ પાછા મલવા બાબત

તથા પોરબંદરની જમાતને રૂ ૧૧ આપ્યા હુસતે રેમાનજી અલી ભાઇ પોરબંદરવાલાને આપા તે પણ રૂ ૫ માગે બાકી રૂ ૬ પાછા મલવા બાબત.

વોરા વલીજી અબદલની શહી દા. પોતે.
વોરા કમરૂદ્દીન મુશાજીની શહી દા. પોતે.

## ઠેરાવ.

અરજદારની અરજ વાજબી છે જેથી શરકારી આમદમાંથી રૂ ૪ પાછા આપી પોંચ લેવી તથા પોરબંદરની જમાત ઊપર રૂ ૬ વધારે લીધા છે તે પાછા આપી દેવા કાગલ લખી આપો

તા૦ ૯ જીલકાદ શને ૧૩૧૬ હીજરી.

شیخ حسن علی ملا عبد العلی ૧
علی ابن نور بہائی ممبئی والا ૧

ઊપર લખા શરકારી આમદના રૂ ૪ પાછા રોકડા મીયાંશાહેબ

હશનભાઈ મુલ્લાં અબદુલઅલી પાશેથી પાછા મલ્યા છે તથા રૂ ૬ જમાતના પોરબંદરની જમાત પાશેથી પાછા મલવા કાગલ લખી આપો તે પોચો છે.

તા૦ ૧૦ જીલકાદ સને ૧૩૧૬ હીજરી.

૧ વોરા કમરૂદીન મુશાજીની શહી દા. પોતે
૧ વોરા વલીજી અબદલની શહી દા. પોતે.



## કેશ નંબર ૩૯ મો.

| | |
|---|---|
| લુકમાનજી અલીભાઇ રે. જેધપુર | અરજદાર. |
| સરકાર હ. મીયાંસાહેબ આમીલ ધોરાજીના હુશનભાઇ મુલ્લા અબદેઅલી. | શામીવાલા. |

### તકરાર.

નવા ધારા પસાર થવા પછી નીકા થયા છે સબબ સરકારી આમદનીના રૂ. લેણુા છે તે રૂ. ૫ તથા રૂ. ૧ શલામનો એમ રૂ. ૬ શિવાય વધારે લીધા છે, તે પાછા મલવા બાબત અરજ.

૧ તપાસ કરતાં અરજદારની દીકરી બાઇ અમતુના વિવા ધારીના વોરા અલીભાઈ વેરે તા. ૬ જીલકાદ ૧૩૧૬ હીજરીના રોજ થએલા છે જેથી નવો ધારો લાગુ છે જેથી તેને પાછા આપવા વાજબી લાગે છે તે મીયાંસાહેબે પાછા આપી દઈ પોંચ લેવી ઠરાવીએ છે.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ شیخ حسن علی ملا عبد العلی

૧ علی ابن نوربهائی عمبی والا

અરજદારને રૂ. ૪ પાછા આપી તે બદલ આ તેની નીચે શહી લીધી.

૧ લુકમાનજી અલીભાઇની શહી દા. પોતે.

૧ જેધપુરની જમાત શમશીર મામુજી જીવાજી તથા ઇશમાલ આદમજી વિગેરે ધોરાજીથી મીયાંસાહેબ હુસનભાઇ મુલા અબદેઅલીના શલામ બાદ માલુમ થાય જે જેધપુરના લુકમાનજી અલીભાઇ ધારીના અલીભાઈની જાન આવેલી તેની શાથે બાઇ અમતુના નીકા તા. ૬ જીલકાદ ૧૩૧૬ હીજરીના રોજ થયેલા છે ધારો તા. ૨ જીલકાદ ૧૩૧૬ થી પસાર થયો છે અને ઉપરના નીકા તે બાદ થયા છે પણુ સરકારી બાબત જુના ધારા મુજબ લીધા જેથી તે લુકમાનજી અલીભાઇ આહીં આવી અરૂજ કરતાં નવા ધારાથી વધારે લેવાની બાબત લે. તે પાછી આપવામાં આવી છે માટે તમો જમાત પણુ નવા ધારાથી જે કાંઇ વધારો લીધું હોય તે પાછું આપી દેવું તા. સદર.

## કેશ નંબર ૪૦ મો.

| | |
|---|---|
| કરીમભાઇ આદમજી રે. ધોરાજી ઠે. વાંકલા કાંઠે. | અરજદાર. |
| શેખભાઇ દાઉદભાઇ રે. ધોરાજી ઠે. વાંકલા કાંઠે અત્રીવાડ પાશે. | શામીવાલા. |

### તકરાર.

અરજદારના ભાઇ ઇશમાલજીની વહુ પરણેતર શામીવાલાની દીકરી છે તેને નહીં મોકલવા તથા બદશલા આપી તકરાર કરાવે છે. તે નહીં થાવા બાબત.

૧ શામીવાલાને તેડાવતા ખાત્રી થઈ કે અરજદારની અરજ વાજબી છે.

૨ શામીવાલા એ કપડાની માગણી કરી તે વાજબી લાગવાથી અરજદાર પાશેથી અપાવી દેવામાં આવ્યા અને તે ઇશમાલજીની વહુ બાઈ રેમતને મોકલી આપવા હુકમ કરવામા આવ્યો.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ કરીમભાઇ આદમજી શહી દા. પોતે.
૧ ઇશબજી દાઉદભાઇની શહી.
١ شیخ حسن علی ملا عبدالعلی
١ علی ابن نوربهائی ممبئی والا



## કેશ નંબર ૪૧ મો

| | | |
|---|---|---|
| ફીકાભાઇ કરીમજી રે. બરવાલા. | | અરજદાર |
| મીયાજી લુકમાનજી રે. ધોલેરા. | | શામીવાલા |

### તકરાર.

શામીવાલાનો દીકરો ફકરૂદીનની શાથે અરજદારની દીકરી દાયમ વરશ ૧૫ ની ઊમરનું સગપણ થયું છે તે જંગબાર ફકરૂદીન છે તયાંથી તેડાવી નીકા કરી લે નહીં તો ખુલાશો થવા બાબત.

### ઠેરાવ

૧ અરજદારની દીકરી દાયમના નીકા શામીવાલાના દીકરા ફકરૂદીન સાથે આજથી ચાર માસની અંદર જંગબાર અથવા જ્યાં હોય તયાંથી બોલાવીને શામીવાલો મીયાંજી લુકમાનજી કરીલે અને શામીવાલો કરી આપે નવા ધારા મુજબ.

૨ અરજદારની દીકરી માટે ઘરેણું કપડાં ન કર્યા હોય તો મગદુર મુજબ તુરતમાં કરે.

૩ મુદત પરમાણે ઘરેણું કપડાં તુરત કરે અને ઉપર લખી મુદત માં મીયાંજી લુકમાનજી તેના દીકરાને તેડાવી નીકા નહીં કરીલે તો થયેલું શગપણ રદ કરવામા આવે છે કન્યાની ઊમર મોટી થઇ છે શબબ–ઊપર મુજબ અમલ કરવા બંનેએ શમજવું અરજદારને બતાવી લીધી તથા શામીવાલાને રજીસ્ટરથી ખબર આપવી

તા૦ ૯ જીલકાદ સને ૧૩૧૬ હીજરી

કાગલ રજીસટર લખો તા૦ ૯ જીલકાદ સને ૧૩૧૬

شیخ حسن علی ابن ملا عبدالعلی ૧

علی ابن نوربہائی ممبئی والا ૧

## કેશ નંબર ૪૨ મો.

| | |
|---|---|
| મહુમદઅલી કાદીભાઇ રે. મતિરાણા | અરજદાર. |
| તાજભાઇ ઇશમાલજી રે. રાજકોટ. | શામીવાલા. |

### તકરાર.

થએલું શગપણુ કાયમ કરી આપી રૂ. માગે છે તે નહીં લઇ નવા ધારા મુજબ નીકા કરાવી આપવા હુકમ કરશો કારણુ કે કન્યાની ઉમર વરસ ૧૯ ની છે જેથી લંબાણુ થાય તે ગેર વાજબી વીગેરે.

૧ શામીવાલાને તેડાવતાં હાજર થઇ તેણે નવા ધારાને તાબે થઇ નીકા પડી આપવા કબુલ થયો અને પોતાને રૂ. લેવાનું હતું તે માંડીવાલું.

૨ અરજદારની સ્તીતી પૈશા સંબંધી બહુ બારીક છે તે એટલે શુધી કે તેની પાશે રૂ. ૧ ઘરાઘરી નથી અને કન્યાની ઉમર બહુ મોટી થઇ છે.

શહી મહુમદઅલી કાદીભાઇ.

### ઠેરાવ.

૧ અરજદાર શામીવાલાને રાહરીતના રૂ. ૧૪ આપે. કન્યાના મેહેરના રૂ. ચાલીશ આપે.

૨ ઉપર મુજબ ઠેરાવ કરીએ છીએ અને તેની ગરીબ સ્થીતી જોતાં સરકાર તથા જમાત તે પણુ વાજીબ છે કે તેની લાગત માફ કરે.

ઉપર મુજબ ઠેરાવીએ છીએ.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ મહુમદઅલી કાદીભાઇની શહી.

شیخ حسن علی ملا عبدالعلی ١

علی ابن نور بہائی ممبئی والا ١

## નોટ.

ઉપર મુજબ બંને પક્ષકારો એ કબુલ કર્યું જેથી રફીઉદ્દીન શેઠ આદમજી પીરભાઇએ ખુશીથી તેવણુના નીકા પોતાના હાથ ઉપર ઘોરા જીમાં કરી આપા અને અરજદાર પાશે રૂ. ૧ પણુ નહીં હોવાથી તથા શામીવાલા ગરીબ હોવાથી બંનેનું જમણુ શરગશ વિગેરેનું ખરચ પણુ આપ્યું અને અરજદાર મહુમદઅલીને અમો રૂ. ૫૪ ઉગરાનીના નીચે વીગતે આપા.

રૂ. ૪૦) કન્યાની મેરના દેવા માટે.
રૂ. ૧૪) શહા રીતના તાજભાઇને દેવા માટે.
૫૪)

ઉપર મુજબ કરી નીકા મીયાંસાહેબ હશનભાઇ મુલા અબદુલ અલીએ પડીઆ તેના શાહેદ ૨ મુલા નુરભાઇ અલીભાઇ તથા ઇભરામજી ઇશમાલજી સરકાર આલીના નીકા રૂ ૫ પાંચ મીયાંશાબ હશનભાઇ મારફત થાં નીકા થયા.

તા. ૯ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ મહુમદ કાદીભાઇની શાહી.

شیخ حسن علی ابن ملا عبدالعلی ۱

علی ابن نوربھائی ممبئی والا ۱.



## કેશ નંબર ૪૩ મો.

વોરા મામુજી ગુલામહુશેન રે, ધોરાજી.

વોરા ઇશમાલજી શુલેમાનજી રે. ધારોજી હે
વાંકડા કાં

## તકરારની ટુક મતલબ.

અરજદાર લખીત અરજથી જાહેર કરે છે શામીવાલાની દીકરી શાથે અરજદારની શગાઇ ૬ વરશથી થઇ છે ઘરેણું કપડું કર્યાં છે છતાં વીવા કરતો નથી તે કન્યાની ઉમર વરશ　　ની થઇ છે.

૧ અરજદાર લખે છે કે ઘરેણું નીચે મુજબ ચડાવ્યું છે તોડા કડલી જોડ ૧ પોલી કંઠેશરી હેમની નંગ ૧ પદાંડા નંગ ૨ હેમના નાકની વાલી ૧ હેમની તથા બંગડી રૂપાની હાથની.

૨ ઉપર મુજબ ચડાવ્યાનું શામીવાલો કબુલ કરે છે તેમાં શલી ૧ ખોવાઇ ગઇ છે ને બાકીનું ઘરેણું તમામ ગીરવી મુકાઇ ગયું છે ને તે ગીરવી મુકી રૂ. લીધા તે હું ખાઇ ગયો છું તે ઘરેણું રૂ. ૭૫ મા ગીરવી મુકુ છે. ઉપર મુજબ શામીવાલો જાહેર કરે છે.

## પંચનામું.

અમો નીચે શહી કરનાર બંનો આપ સાહેબને લખી આપી બંધાઇએ છીએ કે અમારા બંને વચે શગપણ થયું અને વીવા કરવા બાકી છે તે વીશે આપ હમારી રૂબરૂની હકીકત ઉપર લખી ઉપરથી તથા હવે જે કરીએ તે ઉપરથી વીવા કરી આપવાને હુકમ કરશો તે અમો બંનને કબુલ મંજુર છે અને નવા ધારા મુજબ વીવા કરી આપવા બંધાઇએ છીએ આપ જે હુકમ કરશો તે અમારે અક્ષરે અક્ષરે કરવાનું હશે તે તથા પૈસા સંબંધી યા ગમે તેવો હશે તો પણ કબુલ રાખી વીવા કરી આપવા બંધાયેલા છીએ તે બદલ આ નીચે અમો એ અમારી શહી કરી છે.

તા ૧૫ જીલકાદ સને ૧૩૧૬ હીજરી.

વોરા મામુજી ગુલામ હુશેન શહી દા. પોતે.

ઇશમાલજી શુલેમાનજી સહી દા. અલીભાઇ જીવાજી.

# કેશ નંબર ૪૪ મો.

| | |
|---|---|
| મૈયત આદમજી મુલા અબદુલઅલી હસ્તે તેના ભાઈ હશનઅલી મુલા અબદુલઅલી. | અરજદાર |
| તાજભાઈ ઇશમાલજી રે. રાજકોટ | શામીવાલા |

## તકરારની બાબત એવી છે કે.

તાજભાઇની દીકરી અમતુની સગાઇ ચોટીલાના આદમજી મુલા અબદલઅલીના દીકરા મુલા જીવણજી આદમજી વેરે થયાનું કેહેવું છે અને શામીવાલા તાજભાઇનું કહેવું છે કે અલીભાઇ તાજભાઇનું સગપણ આદમજી મુલા અબદુલઅલીની દીકરી જીવી વેરે થયું છે તેની ચોખ કરી આપવા બાબત.

ઉપરની અમારી તકરારનું આપ પંચ જે નીણય કરશો તે અમારે બંનેને કબુલ મંજુર છે અને તે મુજબ એક બીજાએ નીકા કરી આપવા છે આદમજી મુલા અબદુલઅલી જે કે મુલા જીવનજીના બાપ છે તેની તરફથી તેના કાકા હશનઅલી મુલા અબદુલઅલી હાજર છે તથા અલીભાઇ તાજભાઇ તરફથી તેના બાવા ખુદ તાજભાઈ ઇશમાલજી હાજર છે તે બંનેએ કુલ મુખત્યારી આપ્યા બદલ આ નીચે શહી લીધી.

તા૦ ૧૦ જીલકાદ સને ૧૩૧૬ હીજરી.

મુલ્લા જીવણજી આદમજી તરફથી વોરા

હશનઅલી મુલા અબદલઅલી શહી

દા. પોતે.

વોરા તાજભાઇ ઇશિમાલજીની શહી દા. પોતે.

## ઠેરાવ.

બંને પક્ષકારોએ શામશામીનું શગપણ કબુલ રાખ્યું એમ અંદર અંદર સમજી ઠેરાવ નોધાવયો છે તે મુજબ બંને પોતપોતાની મર જીથી નીકા પડાવી લેશે તાજભાઇ પાશેથી ખાવાના રૂપીયા મુલા જી-વણુજી આદમજીના બાપ આદમજી મુલાં અબદુલઅલીએ લીધા છે તે તાજભાઇને પાછા આપી દઈએ ને સરતે સગપણ શામશામું કાયમ કરવામાં આવે છે હવે પછી કોઇ નીકા વખતે લીએ અગર દીએ નહીં એમ બંનેએ ઠેરાવ નોંધાવ્યો તથા નવા ધારા મુજબ વરતશું તે બદલ આ નીચે શહી લેવામાં આવી તે રૂપિયા તાજ ભાઇને આજ થી એક માશમાં રૂપિઆ પાછાઆપી દેવાની સરતે ઊપરનું સગપણ કાયમ કરયુંછે તા૦ ૧૦ જીલકાદ શને ૧૩૧૬ હીજરી તે એક માશ માં તાજભાઇને રૂપિયા મુલા જીવણુજી આદમજી આપી પોંચ નલે તો તાજભાઈ ની દીકરીનુ મુંલા જીવાજી વેરે થયેલું શગપણ રદ અને તાજભાઇના દીકરા અલીભાઈનુ આદમજી મુલા અબદુલઅલી ની દીકરી વેરે થયેલુ શગપણ તો કાયમજ રાખવા ઠેરાવીએ છીએ તા૦ સદર

વોરા હશનઅલી મુલા અબદુલઅલીની
શહી દા. પોતે.
મુલા વલી કાશમજીની શાહી દા પોતે.
વોરા તાજભાઇ ઇશમાલજી શહી દા. પોતે

شیخ حسن علی ملا عبد العلی ۱
علی ابن نور بهائی ممبئی والا ۱



# કેશ નંબર ૪૫ મો.

વોરા ઇભરામજી ઇશમાલજી રે. રાજકોટ. | અરજદાર.
વોરા દાઉદજી કરીમભાઇ રે. રાજકોટ.
ઠે. નવા નાકા પાશે પરામાં તલાવના કાંઠે. | શામીવાલા

## તકરાર એવી છે કે.

અરજદારઆલી મારી દીકરી નેતબાઇ ઊમર વરશ ૧૪ ની છે તેની શગાઇ શામીવાલાના ભાઇ અબદુલકરીમ ભાઇ વેરે કરેલી છે તે નવા ધારા મુજબ વીવા કરવા તયારછું અને બાઈની ઉમર લાયક છે તેથી લાંબી મુદત વીવાહ કરવા વગર ચાલે તેમ નથી તેમ મારે રૂપીઆ ખાવા લેવા નથી નવા કાયદા મુજબ વીવાહ કરી આપવા તયારછું અને બાઇને ઘરેણું ગાઠું ગેહેરવા જેવી થઇ છે માટે સ્થીતી મુજબ ઘરેણું કરાવવા હુકમ કરશો અને ઊપરની મારી અરજ વીશે જે હુકમ કરશો તે મારે કબુલ છે તે બદલે મેં મારી શહી કરી છે તા. ૧૦ જીલકાદ સને ૧૩૧૯ હીજરી. પ્રથમ ચડેલું ઘરેણું કડલાં તથા બંગડી હુકમ કરશો તે વખતે હાજર કરીશ.

'૧ વોરા ઇભરામજી ઇશમાલજી શહી દા. મુલા વલી કાશમજી ઘણીના કેવાથી.

શામીવાલાની ઉપરની હકીકત વીશે ખુલાશો પુછતાં તેનો જવાબ એવો છે કે હું દીવાલી સુધી વીવા કરીશકું તેમ નથી તે બાદ આવતી મોશમમાં પોહોંચીશ એમ કહેવું છે કડલાં તથા ૮ બંગડી છે અને હું ગરીબછું શબબ વધુ ઘરેણું પોચીસ્કું તેમ નથી જે ચડું છે તે મારી સ્થીતી મુજબ છે હું ગરીબ છું અને મારી સ્થીતી કેવી છે તે તપાસીં હુકમ કરશો તે છેવટનો ગણી તે મુજબ નીકા કરવા હાજર છું.

તા. ૧૦ જીલકાદ શને ૧૩૧૯ હીજરી

વોરા દાઉદજી કરીમભાઇની શહી દા
મુલા વલી કાશમજી ઘણીના કેવાથી.

## ઠેરાવ.

૧ ઉપર લખ્યા બંનોએ અબદલ કરીમભાઇ શાથે બાઇ નેતબાઇ ના વીવા માશ ૪ ની અંદર કરી લેવા શમજવુ.

૨ ઘરેણું નવા ધારા મુજબ દાઉદજી કરીમભાઈ કરે અને નીકા કરીલે જે ઘરેણું કરવાની મુદત માશ ૩ ની મુકરર કરીએ છીએ ઘરેણા આ બાદ રાખવાની દાઉદજી ખાતરી લઇ આપે.

૩ પ્રથમનું ચડેલું ઘરેણું ઇબરામજી ઇસિમાલજી આજથી પાંચ દીવશમાં દાઉદજીને આપે.

૪ ઠેરાવ મુજબ બંનેમાં કોઇ કશુર કરશે તેના ઉપર પંચ જે દંડ મુકરર કરશે તે આપવા બંધાએલા છે.

ઉપર મુજબ ઠેરાવ કરવામાં આવે છે માટે બંનોએ શગા શંબંધી સમજી કાંઈ તકરાર ન કરતાં અમલ કરવો તે ખબર થવા તેઓની આ નીચે શહી લેવામાં આવી.

તા. ૧૦ જીલકાદ ૧૩૧૬ હીજરી.

૧ વોરા ઇબરામજી ઇશમાલજી શહી દા.
મુલા વલી કાશમજી તેના કેવાથી.
૧ વોરા દાઉદજી કરીમભાઇની શહી દા.
મુલા વલી કાશમજી ધણીના કેવાથી.
١ شيخ حسن علی ملاعبد العلي
١ علی ابن نور بھائی ممبئی والا



## કેશ નંબર ૪૬ મો.

શુલેમાનજી કાદીભાઇ રે. બાબરા | અરજદાર.
નુરભાઇ અમીજી રે. ભાવનગર હા.
મુશાજી નુરભાઇ. | શામીવાલા.

## અરજની મતલબએવી છે કે

અરજદાર ની દીકરી રાણુીબાઇની શાદી મુશાજી નુરભાઇ સાથે શ. ૧૯૩૯ ની શાલમા થઈ છે તે શાદી થયા વખતે બાઇ રાણુીની ઊમર વરશ ૧૪ ની હતી શાદી થયા પછી તે બાઇ નો વર મુશાજી નુરભાઇ પરદેશ મુશાફરીએ ગએલો છે તે કયાં છે તેનો પતો લાગતો નથી તો તે પરદેશમાથી નઆવે તો બાઇને બીજે ઘર કરવા રજા મલવી જોઇએ અગર પતો મેલવી આપી બાઇની જીંદગી શુધારવા મતલબ ની અરજ છે.



# કેશ નંબર ૪૭ મો.

આ હું નીચે શહી કરનાર રાજકોટના રેવાશી જીવાજી આદમજી આપ પંચ શમક્ષ લખી આપી બંધાણો છું કે લાહીના રહેશ તયબજી આદમજી ની દીકરીની અહીં મીલાવડાંમાં મારી શાથે શગાઇ થઇ છે પણ તેમાં મારે તથા તેને શામશામાની તકરાર થાવાથી તેમ તયબજી આદમજી વાંધો નાખેછે હવે અમારે તથા તયબજી આદમજી વચે વાંધાની તકરાર થઇ તેમાં અમારા બે વચેની તકરાર એવી સુરતે માંડીવાલીએ છીએ કે

તેબાઇ બજીરનું સગપણ પ્રથમ લાહીના ખાનભાઇ ઇશ્રીફઅલી વેરે થયું હતું તેને નવા ધારા મુજબ નીકા કરાવી આપે તો જીવાજી પોતાનો હક ખેંચી લીએ છીએ અને તયબજી આદમજી પરથમનું સગપણ કાયમ ગણી ખાનભાઇ ઇશફઅલી વેરે નવા ધારા મુજબ નીકા કરી આપીશ એમ કબુલ થયા બદલ આનીચે તયબજીની પણ શહી લેવા માં આવી અને જીવાજી આદમજી એ તેસરતો પોતાનું સામ સામીનું શગપણ પણ રદ ગણી હક મુકી દીધો તે બદલ જીવાજી આદમજીની પણ શહી લેવામાં આવીછે.

ઊપર મુજબ બંનોએ પોતે કબુલ કર્યું છે તે વિરૂધ્ધ પરથમનું શગપણ તયબજી કાયમ ગણી ખાનભાઇ ઇશફઅલી વેરે નીકા પડી નઆપે તો જીવાજીનું સગપણ કાયમ શમજશું અને તે કશુર બદલ જીવાજી તયબજીના દીકરા વેરે કન્યા આપતો હતો તે આપે નહિં.